સ્વ. શ્રી જ્ઞાનરવિ સ્મારક ગ્રંથમાળા મણકો ૨જો, ૩જો, ૪થો

# શ્રી રત્નસારનો રાસ
# શ્રી ભીમસેનરાજાનો રાસ
અને
# શ્રી જિતારીરાજાનો રાસ

સંગ્રાહક:
યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીના શિષ્ય
બાલમુનિ કૃપાચંદજી (કચ્છી)

પ્રકાશક:

કારૂભાઇ દેવજી | કચ્છ-પત્રી
મૂળજીભાઇ દેવજી | લાલ-કણસવાડી, મુંબાઇ

પ્રથમાવૃત્તિ: ૧૯૯૬ : નકલ ૫૦૦

કિંમત: વાંચન, મનન અને સદ્વર્તન

આ ગ્રંથ સ્વ. પિતાશ્રી દેવજીભાઈ અને માતુશ્રી
હેમતબાઈના સ્મરણાર્થે જૈન બંધુઓને ભેટ.

સ્વ. શ્રી જ્ઞાનરવિ સ્મારક ગ્રંથમાળા મણકો ૨જો, ૩જો, ૪થો

# શ્રી રત્નસારનો રાસ
# શ્રી ભીમસેનરાજાનો રાસ
અને
# શ્રી જિતારીરાજાનો રાસ

યોજક :

યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીના શિષ્ય
બાલમુનિ કૃપાચંદ્રજી (કચ્છી)

પ્રકાશક :

કારૂભાઇ દેવજી | કચ્છ-પત્રી
મૂળજીભાઇ દેવજી | હાલ-ફણસવાડી, મુંબાઈ

પ્રથમાવૃત્તિ : ૧૯૯૬ : નકલ ૫૦૦

કિંમત : વાંચન, મનન અને સદ્વર્તન

આ ગ્રંથ સ્વ. પિતાશ્રી દેવજીભાઈ અને માતુશ્રી
હેમતબાઈના સ્મરણાર્થે જૈન બંધુઓને ભેટ.

# આ ગ્રંથમાં આવેલ રાસની અનુક્રમણિકા






ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ રમણીકલાલ પીતામ્બરદાસ કોઠારીએ છાપી. ઠે. રતનપોળ : સાગરની ખડકી : અમદાવાદ.

# અર્પણ–પત્રિકા

અમારા પરમપૂજ્ય પિતાશ્રી શાહ દેવજી કુરપાળ જેઓ સ્વભાવે સરળ અને શાંત પ્રકૃતિના હતા. તે સાથે ધર્મ પરાયણ પણ હતા. તેઓના ધર્મપત્ની (અમારા માતુશ્રી) બાઈ દેમત-બાઈ પણ ધર્મપરાયણ અને સાદું જીવન જીવવા વાળા હતા. તેઓ સંવત ૧૯૯૦ના ફાગણ માસમાં આ ફાની દુનિયા ત્યજીને અમર લોકમાં બિરાજ્યા છે. તેઓ બંનેને ત્યાં અખંડ શાંતિ હો!

માતુશ્રી દેમતબાઈ અમારા ચર્મ ચક્ષુથી ભલે દૂર થયા છે પણ અમારા હૃદયપટ્ટમાં તો તેઓ અખંડ બિરાજી રહ્યા છે, અને બિરાજશે. તેઓશ્રીનો અપાર ઉપકાર અમારાથી કોઈ કાળે પણ ભૂલી શકાય એમ નથી.

એ પરમ પુનિત માતુશ્રીના સ્મરણાર્થે કોઈ જૈનસમાજ ઉપયોગી પુસ્તક છપાવવા અમારી ભાવના થઈ. એ અરસામાં યુવાચાર્ય મહારાજ શ્રી વિનયચંદ્રજી સ્વામી પોતાના શિષ્ય-સમુદાય સાથે કચ્છ–પત્રીમાં પધાર્યા હતા, ત્યારે અમે તેઓ-શ્રીની સમક્ષ અમારી આ ભાવના વ્યક્ત કરી. તે વખતે મહારાજશ્રી પાસે આ ત્રણ રાસો તૈયાર હતા તે અમને અમારી આગ્રહભરી વિનંતિ સ્વીકારીને છપાવવા માટે આપ્યા, જે આજે જનતા સમક્ષ રજુ કરતાં અમને અત્યંત આનંદ થાય છે.

શ્રી જૈન તત્ત્વજ્ઞાનના ભંડાર સમા અને અતિ બોધક એવા આ ત્રણે રાસો અમે અમારા સદ્‌ગત પિતાશ્રી તથા માતુશ્રીના પરોક્ષ ચરણકમળમાં અર્પણ કરીને અમે કંઈક અંશે ઋણ મુક્ત થઈએ છીએ.

અમે છીએ

સદ્‌ગત પિતામાતાના ચરણાનુદાસો

મુંદ્રા તાબે–કચ્છ–પત્રી
હાલ–ફણસવાડી–મુંબાઈ

કારૂભાઇ દેવજી
મૂળજીભાઇ દેવજી

# આભાર પત્રિકા

**મહાન્ તપસ્વી, સ્યાદ્‌વાદ શૈલીના ધારક શ્રીમદ્‌ જ્ઞાનચંદ્રજી સ્વામી તથા પંડિત પ્રવર ન્યાય, વ્યાકરણમાં પારંગત શ્રીમદ્‌ સૂર્યમલ્લજી સ્વામી !**

આપશ્રીએ દેશ–પરદેશમાં ઉગ્ર વિહાર કરી, જ્ઞાનનો બહોળો અભ્યાસ કરી, જૈન જનતામાં પણ સ્યાદ્‌વાદ જ્ઞાનનો ફેલાવો કરેલ છે.

આપશ્રીના સતત્ અમૃતમય ઉપદેશથી કચ્છમાં પહેલાં જે તેરાપંથીની શ્રદ્ધા હતી તે સદંતર નાશ પામી અને ભગવાન મહાવીરની સ્યાદ્‌વાદ વાણીનો ફેલાવો થયો. વળી આપશ્રીના ઉપદેશથી જે જે ભવ્યાત્માના અજ્ઞાન પડળ ખૂલી ગયાં છે, તે તે શ્રાવકજનો આજે પણ આપશ્રીના ગુણો (ઉપકારો) સંભાળી રહ્યા છે.

**ગુરૂવર્ય મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી !**

આપ મહાત્માશ્રીએ ચૌદ વર્ષ પર્યંત શીત અને તાપની આતાપના લીધી. સાથે આપશ્રી આપનું જીવન આધ્યાત્મિક બનાવી, સંવત ૧૯૬૩ના ભાદ્રપદ શુકલાષ્ટમીએ મુંદ્રા બંદરમાં સ્વર્ગમાં પધાર્યા. આપના પવિત્ર અને અમર આત્માને સ્વર્ગમાં શાંતિ હો.

**પંડિત પ્રવર ગુરૂવર્યશ્રી સૂર્યમલ્લજી સ્વામી !**

આપશ્રી પણ જનતાને શ્રી મહાવીર પ્રભુનાં પ્રરૂપેલાં સત્ય માર્ગે દોરી આપની જીવનયાત્રા પૂર્ણ કરી સ્વર્ગમાં સિધાવ્યા. આપ બંને મહાત્માઓના અમરાત્માને સ્વર્ગમાં શાંતિ હો !

ગુરૂવર્ય ! આપના ઉપકારનો બદલો કેમે કરી પણ વાળી શકાય એમ નથી, તદપિ આ લઘુ પુસ્તક આપના ચરણકમળમાં સવિનય અર્પણ કરી કાંઈક આપના ઉપકારનો બદલો વળ્યો એમ માનીશ.

**લી :**

**આપના શિષ્યાનુ શિષ્ય યુવાચાર્ય મહારાજશ્રી**
**વિનયચંદ્રજી સ્વામીનો શિષ્ય કૃપાચંદ્રજીની**
**શતસહસ વાર વંદના હો !!**

# લેખકના બે બોલ.

આ રાસ-પુસ્તકમાં જુદા જુદા ત્રણ રાસોનો સંગ્રહ કરવામાં આવ્યો છે અને દરેક રાસની જુદી જુદી પ્રસ્તાવનાઓ લખવામાં આવી છે; એટલે વાચકો તે વાંચી વિષયવાર વસ્તુ સમજી શકશે. ફક્ત અમારે એટલુંજ કહેવું પર્યાપ્ત થશે કે-આજકાલ ભારતવર્ષ બહુ કટોકટી ભરી સ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે. ધંધા વગેરેની ખૂબ હાડમારીઓ વધી છે; આવી સ્થિતિમાં મનુષ્યોનું મન ધર્મમાર્ગે સદૈવ લાગેલું જ રહે એ શંકા ભરેલું છે. આવી સ્થિતિમાં જો રસભર્યાં અને બોધદાયક ધર્મ-ચરિત્રો જનતા સમક્ષ મૂકવામાં આવે તો તૃષાતુરને જેમ પાણી મળે અને આનંદ થાય તેમ ધંધાની હાડમારીઓ વખતે જરાક શાંતિ મળતાં આવા બોધક ચરિત્રો તેઓ હાથમાં લઈ વાંચે તો નિ:શંસય તેમના આત્માને શાંતિ થાય. વળી સળંગ ગદ્ય ચરિત્રો કરતાં આવા પદ્યાત્મક રાસો વધારે સારી અસર નીપજાવે છે એ શુદ્ધ અને કલ્યાણનો હેતુ ધ્યાનમાં લઈ આ રાસ-ગુંથનની યોજના કરી છે. વાચકો પ્રત્યેક રાસ વાંચી અપરિગ્રહવ્રત અથવા સંતોષવ્રત અંગીકાર કરશે તો તે અનેક ઉપાધિમય દુ:ખોમાંથી બચી જશે, દાનગુણ વિકસાવવા પ્રયત્ન કરશે તો અનંત તૃષ્ણાથી પાછો વળી સંયમી જીવન ગુજારવા ભાગ્યશાળી થશે અને શીલવ્રત માટે સદૈવ તત્પર રહેશે તો મન: સંયમ વડે તે આત્મહિત સાધી લેશે. આમ વિવિધ રાસના વાંચનથી ભવ્યજીવ વિવિધ બોધ ગ્રહણ કરવા પ્રયત્નશીલ થશે તો અમારો આ હેતુ સફળ થશે. કિં બહુના !

—યોજક.

પંચમ પરિગ્રહવ્રત ઉપર

# શ્રી રત્નસારકુમારનો રાસ

કર્તા:

યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીના
શિષ્ય બાલમુનિ કૃપાચંદ્રજી-કચ્છી

# પ્રસ્તાવના.

ત્રણે લોકમાં સંતોષ સમાન બીજું એકે સુખ નથી. કારણ કે-જિહાં સુધી અસંતોષ (લોભ) છે તિહાં સુધી જીવાત્માને કદાચ ચક્રવર્તિનું રાજ્ય મળે છતાં તિલ માત્ર પણ સુખ નથી મળતું.

શાસ્ત્રોમાં કહ્યું છે કે-"**जहा लाहो तहा लोहो पवड्ढइ**" એટલે જેમ જેમ લાભ મળતો જાય તેમ તેમ લોભ-(તૃષ્ણા) વૃદ્ધિ પામતો જ જાય. જેમકે-પ્રબળ અનળમાં જેમ જેમ ઈંધન નાંખો તેમ તેમ તે વધારેને વધારે પ્રદીપ્ત ક્ષુધાવાન થશે; પણ શાન્ત તો કદી પણ પડે નહિ, તેમ લોભનું જાણવું.

વળી શાસ્ત્રોમાં કહ્યું છે કે-"**लोभ सव्व विणासणो**" લોભને થોભ નથી. લોભ તે પાપનું મૂળ. ઇત્યાદિક અનેક યુક્તિ પ્રયુક્તિઓ કહેવાય છે તે તદન સાચી છે. કારણ કે-લોભી મનુષ્ય શું શું અકાર્ય નથી કરતો? અને શું શું મહાન કષ્ટો નથી ભોગવતો? અર્થાત્ લોભી (તૃષ્ણાવાન) મનુષ્યો શારીરિક તેમજ માનસિક અનેક જાતના દુ:ખો ભોગવે છે અને બીજાને પણ દુ:ખ આપે છે. વસ્તુસ્થિતિ આમ છે છતાં પણ અજ્ઞાની-અજાણ જીવાત્માઓ સમજતા નથી કે જે માટે તૃષ્ણા-લોભ કરીએ છીએ તે વસ્તુ-પદાર્થ અશાશ્વત-વિનાશવાન્ છે. તે સદા કાળે કોઈ પણ વખત ટકે એમ નથી, તો પછી શ્યા માટે લોભ કરવો? કોના માટે લોભ કરવો?

લોભી મનુષ્યો સુખી થયા નથી, થતાં પણ નથી, અને થશે પણ નહિ. તો પછી શ્યા માટે થોડામાં પણ સંતોષ ન રાખવો ?

જેમ રત્નસાર કુંમારે "પરિગ્રહ વેરમણ વ્રત" અંગીકાર કર્યું, ત્યાર પછી દેવતાએ જેને (પરીક્ષા માટે) રાજ્ય આપવાનું કહ્યું. એટલું જ નહિ પણ પોતે જ તેની સેવામાં હાજર રહેવાનું કીધું.

જેને સંતોષ છે તેને ઇંદ્રાદિકની ઋદ્ધિ કદાચ કોઈ આપે તો પણ તે મહાત્મા તેમાં કોઈ દિવસ લલચાતો નથી. તો પછી દેવદત્ત મનુષ્ય રાજ્ય શ્યા હિસાબમાં ?

આખર તે પરીક્ષામાંથી અખંડ પસાર થયો. અને છેવટે અખંડ વ્રત પાળી સ્વર્ગે ગયો. તિહાંથી મોક્ષે જશે. ઈત્યાદિ વિસ્તારથી વર્ણન એ રાસ આદ્યંત વાંચી જવાથી જણાશે.

પ્રસ્તાવના લખવી એટલે બધોએ સારાંશ ટુંકમાં આપવો.

ત્યારે આ પ્રસ્તાવનામાં એ રીતે રાખેલ નથી. કારણ કે–ભલે પ્રસ્તાવના વાંચી જવાથી બધુંએ સમજાતું હોય છતાં પણ અંદર જે સંયોગવશાત્ આવેલ ભાવાર્થ–મતલબ હોય તે તો ન સમજાય એટલેજ તે આદ્યંત વાંચી જવાની ભલામણ કરેલ છે. ઇતિ પૂર્ણમ્. ૐ વીરઃ શાંતિ.

લિ. યુવાચાર્ય મહારાજ શ્રી વિનયચંદ્રજી સ્વામીનો શિષ્ય

**મુનિ કુશલચંદજી–કચ્છી**

### પંચમ પરિગ્રહ ઉપર

# શ્રી રત્નસારનો રાસ

## દુહા

ઋષભાદિ આદે કરી, ચોવીસે જીનરાય;
વીસ વિહરમાન જીન વલી, હું પ્રણમું તસપાય. ૧

પ્રણમું માતા સરસ્વતી, દે મત તું સાચ;
કુરૂ પાર વિઘ્નો થકી, તો તુજ સાચી વાચ. ૨

ગુરૂ સાનિધ્ય મેળવી, વિનયેં જોડી હાથ;
ગુરૂ વડો સંસારમાં, શિવપુરનો તે સાથ. ૩

પંચમ વ્રતનાં ઉપરે, રત્નસારનો રાસ;
રચું હું મૂળ ચરિત્રથી, સુણજો સહુ ઉલ્લાસ. ૪

ઉંઘ પ્રમાદ ત્યજી કરી, સુણે ચરિત્ર જેહ;
દુઃખ દોહગ દૂરે જશે, સુખ પામશે તેહ. ૫

જે નર વ્રત લઈ કરી, પાલે રૂડી રીત;
શિવસુખ તે નર લહે, માટે ધરો તે શું પ્રીત. ૬

કિંહાં સાહસિક ઉપનો, શું શું કીધાં કામ;
યથાર્થ વરણવું હવે, સુણજો ધરીને કાન. ૭

## ઢાળ ૧ લી

### પ્રભંજનાની દેશી.

જંબુદ્વિપ લક્ષ જોયણો, ગોળ વાટલાકારરે લો. અ. ગો;
તેમાં મેરૂથી દક્ષિણ દિશે, દક્ષિણ ભરત સારરે લો. અ. દ. ૧

તેના મધ્ય ભાગમાં, રત્ન વિશાલા નયરીરે લો. અ. ર;
અમરાપુરી સમ દીપતિ, લંકાને અનુહારીરે લો. અ. લં. ૨

ચારે દિશાએ ઉદ્યાન છે, દેખી મન મોહેરે લો. અ. દે.
જૈનલોક માંહે ઘણા, ચૈત્યો પણ સોહેરે લો. અ. ચૈ. ૩

સમરસિંહ નામે નૃપ અછે, તે પણ જૈની જાણોરે લો. અ. તે;
તેહ નગર માંહે શ્રેષ્ટિ, વસુસાર વખાણોરે લો. અ. વ. ૪

વસુમતિ તસ ભાર્યા અછે, ગુણશીયલ અચંભારે લો. અ. ગુ.
રૂપે રંભાને હઠાવતી, પતિવૃતા અચંભારે લો. અ. પ. ૫

રત્નસાર તાસ પુત્ર છે, વિનયી વખાણોરે લો. અ. વિ;
દેવકુમાર સમ દીપતો, વિદ્યા પૂરણ પ્રમાણોરે લો. અ. વિ. ૬

મિત્રોની સાથે ક્રિડા કરે, એકદા તે દિનેરે લો. અ. એ;
વિનયધર આચાર્યને, દિઠા તે વનેરે લો. અ. દિ. ૭

ઉપવિષ્ટ પ્રદક્ષિણા દઈ, ગુરૂજીની આગેરે લો. અ. ગુ;
કર જોડીને તે કહે, પ્રભુ! મળ્યા મુજ ભાગેરે લો. અ. પ્ર. ૮

એમ સ્તુતિ ઘણી કરી, મુનિને કહે વાણીરે લો. અ. મુ;
મનુષ્ય સાથી સંસારમાં, દુઃખ કેમ લહે પ્રાણીરે લો? અ. દુઃ. ૯

તવ મુનિ કહે હે ભદ્ર!, સાંભળ તું વાચરે લો. અ. સાં;
પરિગ્રહ નર જેહ ત્યજે, સુખ લહે સાચરે લો. અ. સુ. ૧૦

સંતોષ સમ સુખ નહિં, દુઃખ અસંતોષેરે લો. અ. દુ;
તે સંતોષ દુવિધ છે, સર્વથી દેશેરે લો. અ. સ. ૧૧

ગૃહસ્થ દેશથી પાળતા, મુનિ સર્વ પ્રકારેરે લો. અ. મુ;
તે સંતોષથી સુખ લહે, પાલે નિર અતિચારેરે લો. અ. પા. ૧૨

પ્રથમ ઢાલ એણી પરે કહી, આગળ વાત રસાળરે લો. અ. આ;
વિનયેંદુ ગુરૂના પ્રતાપથી, હોસે મંગળ માળરે લો. અ. હો ૧૩

---

## દુહા

ગુરૂ ઉપદેશ એણી પરેં, સાંભળી રત્ન સાર
પરિગ્રહ વ્રત તે આદરે, ગુરૂ સમીપે તેવાર. ૧

એક લક્ષ રત્ન મોકળા, સૂવર્ણ મહોર દશ લાખ જોય;
અષ્ટ મૂળા મુક્તાફળ તણા, વૈડૂર્ય અષ્ટજ હોય. ૨

અષ્ટ કોટી જુનું દ્રવ્ય, ષટ ગોકુળ ધેનુ જોય;
હર્મ્ય પંચશત શતવાહનો, સહસ્ત્ર અશ્વ વળી હોય. ૩

શતહસ્તિ શોભે ભલા, એ ઉપરાંત પરિમાણુ;
રાજ્ય ગૃહણુ કદિ નવ કરૂં, પંચમવ્રત એમ જાણુ. ૪

નિર અતિચારે પાળવું, જાવજીવ લગે એહ;
ગુરૂ પાસે અંગીકરી, આવ્યો પાછો ગેહ. ૫

વ્રત શુદ્ધ રીતે પાળતાં, કાળ નિર્ગમન થાય;
ગુરૂ વંદના નિત્ય કરે, આનંદ અતિશે થાય. ૬

## ઢાળ ૨ જી

### ચોપાઇની દેશી.

એક દિન રત્નસાર કુમાર, રમવા જાએ મિત્રોની લાર;
આવ્યો તે વનમાંહી જામ, ભમતો ફિરે ઘણે ઠામ. ૧

કૌતુક એક દેખ્યું ત્યાંહી, તે વાત સંભળાવું આહીં;
યુગલ કિન્નરનું એ ઠામ, એક નરને દુજી વામ. ૨

મુખ અશ્વ જેવું જાણો, દેહ મનુષ્યનું પ્રમાણો;
દેખી આશ્ચર્ય થયું જામ, મિત્રોને દેખાડે તામ. ૩

મિત્રો સાથે બોલ્યો વાણ, નવિ દેખ્યું એ કોઈ ઠાણ;
નવિ સાંભળ્યું એ કાજ, પ્રત્યક્ષ જોઉં છું તે આજ. ૪

અશ્વનું મુખ એને અછે, તેથી મનુષ્ય નથી તે નિશ્ચે;
દેવ પણ એ દિશે નાહિ, કોઈ તિર્યંચ આવ્યો આહીં. ૫

કોઇ દ્વિપમાં એ રહેનાર, તિર્યંચ જાતિ અછે અપાર;
વાહન કોઈ દેવનું જાણો, ક્રિડા કરવા આવ્યો પ્રમાણો. ૬

એવા વચન કુમરના સુણી, કિન્નર કહે કુંમર ભણી;
જૂઠા વિચાર કરે તું સ્યાને, ફોકટ વિટંબણા આપે છે મને. ૭

હુંતો વ્યંતર જાતનો દેવ, સ્વેચ્છાએ રમવાની ટેવ;
રત્નસાર તું સાંભળ વાય, સાચો તિર્યંચ તુંજ દેખાય. ૮

તુજ ઘરની વાત ન જાણે, ફોકટ બડાઈ તું માણે;
છેતર્યો છે પિતાએ તારા, તું દોષ દેખે છે મારા. ૯

તવ રત્નસાર પુછે તેને, કેમ છેતર્યો પિતાએ મને;
તવ તે કીન્નર ભાંખે વાત, રત્નસાર ? સાંભળ સાક્ષાત. ૧૦

કોઈ દેશાંતરથી લાવ્યો, અશ્વ એક મનમાં ભાવ્યો;
રંગે શ્યામ ને દુર્બળ તન, બહુ ચપળ છે એનું મન. ૧૧
ટુંકા કાન ને જાડો છે કંઠ, વાયુ પ્રમાણે કરે છે પંથ;
સ્વ સ્વામિનો જય કરનાર, એવો અશ્વ છે સુંદરાકાર. ૧૨
બીજી ઢાળ એણીપરે કહી, હજુ વાત તે અધુરી રહી;
રત્નસારનું સાક્ષી ચરિત્ર, સાંભળી કર્ણ કરો પવિત્ર. ૧૩

---

## દુહા

રે મૂઢ! તું જાણે નહિ, તારા પિતાનાં કામ;
ફોકટ બડાઈ મારતો, ભટકે ઠામો ઠામ. ૧
ધીર વીર પણું જબ ઘણું, જો લિયે ઈહ તુરંગ;
કીન્નર કહી અદૃશ્ય થયો, કુંમર હુવો મન ભંગ. ૨

## ઢાળ ૩ જી.

જીરે મારે એ દેશી.

જીરે મારે રત્નસાર કુમાર, કિન્નરના વયણ એ સુણી જીરેજી;
જીરે મારે મનમાં ધરતો ખેદ, આવે તે નિજ ઘર ભણી જીરેજી. ૧
જીરે મારે પિતાએ છેતર્યો એમ, અશ્વ નવિ દેખાડયો મુને; ,,
જીરે મારે એમ વિચારી કુમાર, ઘરે આવે તે મન સુને જીરેજી. ૨
જીરે મારે ઘરમાં પેસી તે આમ, દ્વાર બંધ કરે યદા જીરેજી;
જીરે મારે પલ્યંકોપરિ સુપ્ત, તેનો પિતા આવે તદા જીરેજી. ૩

જીરે મારે પુછા કરતો શેઠ, કુમાર પાસે તે આવીયો જીરેજી;
જીરે મારે બોલાવે ધરી પ્યાર, પુત્ર તને કોણે દુઃખાવીયો ,, ૪
જીરે મારે તને શું થયું રે દુઃખ, મનની પીડા શું થઈ? જીરેજી;
જીરે મારે શરીર છે ને નિરોગ, જે દુઃખ હોય તે કહો સહી ,, ૫
જીરે મારે એનું ઔષધ કરાય, રોગ જો સાધ્ય હોય યદા જીરેજી;
જીરે મારે કથ્યા વિણ ન જણાય, પિતાના વયણ સુણી તદા ,, ૬
જીરે મારે રત્નસાર કુમાર, ઉઘાડે દ્વાર તેણે સમે જીરેજી;
જીરે મારે હતું નિજ જે વિચાર, પિતાને કહ્યું તમે જીરેજી. ૭
જીરે મારે મુજથી રાખ્યો ગુપ્ત, હય મુજને નવિ દિયો જીરેજી;
જીરે મારે બોલે વચન જનક, પુત્ર વાજિ તુમેં લીયો જીરેજી. ૮
જીરે મારે ધાર્યું હતું મેં એમ, ઘોડા ઉપર બેસી કદા જીરેજી;
જીરે મારે જાશો દેશાંતર તુમ, વિયોગ નડે અમને તદા જીરેજી. ૯
જીરે મારે હવે આપું તે અશ્વ, યોગ્ય લાગે તેમ તુમેં કરો જીરેજી;
જીરે મારે ઇમ કહી આપ્યો તુરંગ, શેઠ વદે હવે હર્ષ કરો ,, ૧૦
જીરે મારે કેંકાણ મળીયો જામ, રત્ન સાર હર્ષ્યો ઘણો જીરેજી;
જીરે મારે તાતને કરી તે નમન, અશ્વ ખેલાવે ઘણો જીરેજી. ૧૧
જીરે મારે ત્રીજી ઢાળમાં એહ, રત્નસાર ચરિત્ર કહ્યું જીરેજી;
જીરે મારે વિનયેંદુ ગુરૂને પસાય, મયાચંદે એમ લહ્યું જીરેજી. ૧૨

---

## દુહા.

રત્નસાર કુંમાર હવે, અશ્વારૂઢ તે થાય;
નિજ મિત્રોને લઈ કરી, ક્રીડા કરવા જાય. ૧

નિજ નિજ તુરંગે તે ચઢયા, આવ્યા ઉદ્યાનની માંય;
હય ખેલાવે વિવિધ પરેં, આણી અધિક ઉછાય. ૨

રત્નસારનું વાજિ જેહ, દોડે અધિકો તે જામ;
લગામ ખેંચે કુંવર તદા, અધિક દોડે તે આમ. ૩

જેમ જેમ લગામ ખેંચતો, તેમ તેમ દોડે એહ;
અવળી વાગ છે એહની, કુમાર ન જાણે તેહ. ૪

પવન વેગે અશ્વ ચલ્યો, તે દેખી બીજા મિત્ત;
નિરાશાએ પાછા વળ્યા, ચિંતવતા નિજ ચિત્ત. ૫

રત્નસાર અમ મિત્રને, અશ્વ લઈ ગયો દૂર;
ઘરે આવી ઈમ ભણે, વસુસાર હજૂર. ૬

## ઢાળ ૪ થી.

### આ છે લાલની દેશી.

હવે તે શેઠ વસુસાર, તેહના ઘર મઝાર આ છે લાલ;
પોપટ રહેતો સદાજી. ૧

કહે કીર આવાર, આવીને તે દ્વાર આ છે લાલ;
આજ્ઞા આપો તુમેં તાતજી. ૨

અશ્વ વેગેરે ધાય, કુમાર બેઠો રે જાય આ છે લાલ,
અતિ દૂરેં તે તો ગયોજી. ૩

હું પણ જાઉં રે ત્યાંઇ, આપું તેને સહાઈ આ છે લાલ;
વેગે આજ્ઞા તુમેં દિયોજી. ૪

સાંભળીને વસુસાર, વદે કીરને તે વાર આ છે લાલ;
ભલું ભલું તુમેં કહ્યુંજી. ૫

જાઓ થાઓ તૈયાર, જિહાં છે મુજ કુમાર આ છે લાલ;
સાથે તુમેં સિધાવજોજી. ૬
પિંજર ખોલે જામ, શુક ઉડયો તે નામ આ છે લાલ;
આત્મ ધન્ય ગણુતો થકોજી. ૭
આગળ કુંમાર જાય, પાછળ શુક તે ધાય આ છે;
દૂર જઇને પહોંચીયોજી. ૮
આવ્યો કુંવરની પાસ, પોતી કુંમરની આસ આ છે;
કીરને ખોળે બેસાડીયોજી. ૯
માને તે લઘુ ભાય, રત્નસાર હરખાય આ છે;
અશ્વ જાય ઉતાવળોજી. ૧૦
કીરને રત્નસાર, બન્ને અશ્વની લાર આ છે;
કોઇક વનમાં આવીયાજી. ૧૧
આગળ વાત રસાળ, સાંભળતાં મંગળ માળ આ છે;
મયાચંદ એમ કહેજી. ૧૨
વિનયેંદુ ગુરૂજી પસાય, આગળ કહું હવે વાય આ છે;
ચોથી ઢાલ પૂરણ થઇજી. ૧૩

---

## દુહા.

કુંમાર વન માંહી આવીયો, મૂકે લગામ તે જામ;
તેજ પદે ઉભો રહ્યો, અશ્વ એહીજ ઠામ. ૧
ધીમેથી ચલાવતાં, જોતા લીલા અપાર;
મન માંહે હરખે ઘણું, કહેતાં નાવે પાર. ૨

## ઢાળ ૫ મી

### ધવળ શેઠ લઇ ભેટણું એ દેશી.

રત્નસાર આગળ ચાલતાં, દેખે તાપસ કુમારરે,
વૃક્ષે વેલડી બાંધીને, હિંચે તે અનૂહારરે.
મિત્ર વાત તુમેં સાંભળો. ૧

દેવકુમર સમ દીપતો, શરીર સુંદરાકારરે;
મિત્ર પરેં રત્નસાર જુવે, આણી પ્રેમ અપારરે. મિત્ર વાત. ૨

તાપસ કુમર દેખે વળી, મદન સરિખું રૂપરે;
પ્રાહુણો કોઈક આવીયો, એમ વિચારે અનૂપરે. મિત્રવાત. ૩

હિંદોડાથી ઉત્તરે, આવે કુમારની પાસરે;
પ્રેમ ધરીને તે કહે, ભલે આવ્યા અમ પાસરે. મિત્રવાત. ૪

કિયો તુમારો દેશ છે? કિયા નગરમાં ઠામરે;?
કિહાં તુમે તો ઉપના? શું છે તમારૂં નામરે? મિત્રવાત. ૫

કોણ માતપિતા તુમ તણાં? કોણ તમારી જાતરે!;
સજ્જન પરિવાર કોણ છે?, તે કહો વિખ્યાતરે. મિત્રવાત. ૬

કેમ ભમતા અહીં આવીયા? એકલડા નિરધારરે;
શું શોધો છો? વનમહીં, સાંભળી હરખ્યો કુમારરે. મિત્રવાત. ૭

તાપસ કુમર એમ ઉચરે, સાંભળો તુમેં કુમારરે;
પરોણા આજ થાઓ માહરા, અશ્વથી ઉતરો આવારરે. મિત્ર. ૮

પ્રશ્ન માહરા તુમે કહો, ચાલો માહરે સંગરે;
વચન સુણી તાપસતણાં, મનમાં ધરી ઉચ્છરંગરે. મિત્ર ૯

હયથી નીચે ઉતર્યો, પ્રશ્ન કહે તે જામરે;
વાચાલ શુક તવ બોલીયો, સાંભળ કુમાર તું આમરે. મિત્ર. ૧૦

કુળ પુછયાનું શું કારણુ અછે ?, નથી વિવાહ મંડાણોરે;
કર પરોણાગત એહની, સાંભળ શાસ્ત્રની વાણીરે. મિત્ર. ૧૧

બ્રાહ્મણ ક્ષત્રીય ને વૈશ્યનો, અગ્નિ ગુરૂ જાણુરે;
ક્ષત્રી વૈશ્ય ને ક્ષુદ્રનો, ગુરૂ બ્રાહ્મણ પ્રમાણુરે. મિત્ર. ૧૨

સ્ત્રીનો ગુરૂ પતિ અછે, અતિથિ સર્વનો ગુરૂરે;
મુનિઓને પણ પૂજ્ય છે, એ પરોણો રૂડુંરે. મિત્ર. ૧૩

માટે કુમાર ? કહું તુને, પુછયાનો નહિ કામરે;
નિરખતાં સ્નેહ જો ઉપજે, સત્કારો ધરી હામરે. મિત્ર. ૧૪

પાંચમી ઢાલ એતો થઈ, આગળ વાત રસાળરે;
રત્નસારનાં ચરિત્રથી, હોસે મંગળ માળરે. મિત્ર. ૧૫

વિનયેંદુ ગુરૂજી પશાયથી, મયાચંદ કહે એમરે;
સાવધાન પરેં સાંભળો, સુખ લહો તુમે નેમરે. મિત્ર. ૧૬

---

## દુહા

સાંભળીને પ્રશ્ન થયો, તાપસ કુમાર આવાર;
પોપટને કંઠે ઠવી, રૂડી પુષ્પની માળ. ૧

વલતો તાપસ એમ કહે, સાંભળરે કુમાર !;
વ્યાખ્યાનવા જોગ તુંજ છે, ધન્ય છે તુજ અવતાર. ૨

ચતુર કીર સમ મિત્ર છે, પરોપકારી વાચાલ;
અમ પરોણા તુમે બનો, હું છું તાપસ બાલ. ૩

તુમ ભક્તિ નવિ બની શકે, મારા વડે એહ;
પણ સેવા તુમચી કરૂં, જે શક્તિ મમ અચ્છેહ. ૪

## ઢાળ ૬ ઠ્ઠી.

વાડી ફૂલી અતિ ભલી. એ દેશી.

તાપસ કુમર બહુ પ્રીતથી મનભમરારે, વન દેખાડે એહરે; ગુણભમરારે;
જુજુઆ વૃક્ષ ફળ દેખાવતો, મનભમરારે, નામ છે અનુક્રમે એહરે. ગુણભમરારે. ૧

સ્વાદે અમૃતને હઠાવતી, મન, દ્રાક્ષ પકવ જેહરે; ગુ.
પકવામ્ર ફળ શોભતાં, મન, કેળાં ફણુસ છે એહરે. ગુ. ૨

શ્રીફળ ને ખર્જુર વળી, મન, જાંબુ રાણ પ્રમાણરે, ગુ.
ક્ષીરામલ શોભે ઘણાં, મન, બીજોડા છે અપ્રમાણરે. ગુ. ૩

નારંગી દાડમ અનુક્રમે, મન, જંબીર સીંગોડા સારરે, ગુ.
સીતા રામ ફળ અતિ ઘણા, મન, પકવકેરી અતિય વિશાળરે. ગુ. ૪

બદામ કાજુ શોભતા, મન, તજ જાવંત્રી સુવિશાલરે; ગુ.
એલચી લવિંગ જાયફળ, મન, જોતાં ઉપજે ખુશાલરે. ગુ. ૫

એણી પરે ફળ ઓળખાવતો, મન, લેઈ નામ વિસ્તારરે, ગુ.
વિવિધ જાતના ઝાડુઆ, મન, દેખાડે ધરી પ્યારરે. ગુ. ૬

જોતાં જોતાં તે આવીયા, મન, તાપસ મહેલ મઝારરે; ગુ.
કાસારે જઇ સ્નાન કરી, મન, કીરને શ્રેષ્ટિ કુમારરે ગુ. ૭

તાપસ કુમર પણ સ્નાન કરી, મન, આવે ત્રણે સાથરે; ગુ.
ફળ લાવે તાપસ તદા, મન, જિહાં છે શુકનો નાથરે. ગુ. ૮

થોડી થોડી વસ્તુ સર્વ લઈ, મન, કીર રત્નસાર કુમારરે, ગુ.
ખાંતેથી ખાતાં થકાં, મન, આપે સ્વાદ અપારરે. ગુ. ૯
ફળારોગી ઉઠીયા, મન, મુખ શુદ્ધિને કાજરે; ગુ.
નાગવલ્લીના પર્ણ દિયે, મન, હર્ષ ધરી તાપસ રાજરે. ગુ. ૧૦
એલા લવિંગ માંહે શોભતાં, મન, જાયફળ જાવિંત્રી એહરે; ગુ.
કર્પૂર પણ સોહામણો, મન, હોંશે ભક્ષે તેહરે. ગુ. ૧૧
અશ્વને યોગ્ય વસ્તુ દિયે, મન, આરોગે ભલી ભાતરે; ગુ.
વિવિધ ચારતે આપીયો, મન, જુદીજુદી જેહની જાતરે. ગુ. ૧૨
અશ્વ પણ આરોગીને, મન, વિશ્રાંતિ લે તેહી ઠામરે; ગુ.
ત્રણે મિત્રો બેશી કરી, મન, વાત કરે તે આમરે. ગુ. ૧૩
કુંમર સાંકેત કીરસું કરે, મન, પૂછે તાપસ કુમારરે; ગુ.
પોપટ તવ પુંછા કરે, મન, કહે તું મિત્ર આવારરે. ગુ. ૧૪
તુજ વૃત્તાંત જે હોવે, મન, કહે તું અમને તેમરે. ગુ.
છઠી ઢાળમાં કહ્યું, મન, આગળ સુણજો નેમરે; ગુ. ૧૫
વિનયેંદુ ગુરૂની કૃપા થકી, મન, થયો તાપસ મેળાપરે; ગુ.
ત્રણે જણ વાતો કરે, મન, સુણો તેનો સંલાપરે. ગુ. ૧૬
આળશ ઉંઘને ત્યજી કરી, મન, ચિત્ત રાખો એક ઠામરે; ગુ.
અર્ધ વિચે ઉઠી ના જશો, મન, તો સરસે તુમ કામરે. ગુ. ૧૭
આગળ વાત છે નવનવિ, મન, સુણતાં અચરજ થાયરે; ગુ.
કૃપાચંદ કહે એણી પરેં, મન, પુણ્યથી દુઃખ પલાયરે. ગુ. ૧૮

---

## દુહા.

યોવન પરેં તુમે દીસતા, કેમ લીધો આ વેશ;
તાપસ વ્રત શાને ગ્રહ્યું, દિશો બાલે વેશ. ૧

કિહાં તમારૂં રૂપ છે! કિહાં તમારૂં શરીર!
કિહાં દુષ્કર આ તપ અછે! એમ કહેતો કીર. ૨

ક્યાં સૌજન્યપણું વલી! ચાતુર્ય પણ તેમ!
માલતી પુષ્પ પરે શોભતાં, અરણ્યમાં રહો કેમ? ૩

તાપસ વ્રત વૈરાગ્યથી, અથવા દૈવાધીન;
અથવા તપસ્વિને વશ થઈ, અથવા ભક્તિમાં લીન. ૪

અરિઠા રંગ સમ દીસતો, કાજલને અનુહાર;
ચોટલો એવો શોભતો, કેમ પાળો છો આચાર. ૫

શુકે એણી પરે પુંછીયો, કહોને મુનિરાજ;
કારણ યથાર્થ જે હુવે, મહેર કરી મહારાજ. ૬

## ઢાળ ૭ મી

ઝાંઝરીઆ મુનિવરની દેશી.

ગદ્ ગદ્ કણ્ઠે બોલીયોજી, તાપસ કુમર તે વાર;
આ ધરામાં તુમ સમોજી, નહિં તે કોઈ થાનાર.
સોભાગી સાજ્જન! સાંભળો મારીવાણ. ૧

તુમને દયા ઉપનીજી, મુજને જોઇને આજ;
નિજ દુઃખે દુઃખીયા સવેજી, સાંભળને શુકરાજ. સો. ૨
પરદુઃખે દુઃખીયા હુવેજી, પર સુખે સુખી થાનાર;
એવા નર વિરલા કહ્યાજી, શાસ્ત્રતણે અનુહાર. સો. ૩
પદે પદે શૂરવીર નીપજેજી, વિદ્વાનો છેરે અનેક;
કુબેરને હઠાવતાંજી, ધનવંત એવા વિવેક. સો. ૪

દાને કર્ણ સમ દિસતાંજી, પૃથ્વી માંહે સાક્ષાત;
પર દુઃખે દુઃખી હુવેજી; તે નર પાંચ કે સાત. સો. ૫

તાપસ કુમર એમ કહેજી, મારૂં યથાર્થ ચરિત્ર;
તુમ આગળ કહું હુવેજી, પામી વિશ્વાસ પવિત્ર. સો. ૬

તાપસ કુમર આગલેંજી, બેઠા શુક રત્નસાર;
તેવામાં ત્યાં શું બન્યુંજી, સાંભળજો નિરધાર. સો. ૭

એણે અવસરેં તિહાં આવીયોજી, ગર્જના કરતો આવાર;
રજુ આકાશે ઉછળતોજી, અંધકાર કરીરે અપાર. સો. ૮

ભયંકર રૂપને ધારતોજી, વંટોળીયો તે વાર;
હરણ કરી લઈ ગયોજી, જે હતો તાપસ કુમાર. સો. ૯

રક્ષ રક્ષ તાપસ કહેજી, દુષ્ટ કોઈ અત્રે આય;
હરણ કરે છે માહરોજી, વેગે ધાઓ મુજ ભાય. સો. ૧૦

એવા વચન તે સુણી કરીજી, રત્ન સાર કુમાર;
શુક સહ દોડતો હુવોજી, પકડી વંટોળીયાની લાર. સો. ૧૧

કેટલેક દૂરે તે ગયોજી, તવ બોલે શુક રાજ;
કુમાર પાછા તુમે વલોજી, નવિ દિશે તાપસરાજ. સો. ૧૨

વાયુ ક્યાંઈ લઈ ગયોજી, કોણ જાણે કો ઠામ;
લાખો યોજન દૂરે ગયોજી, જાવાનું નહિ હવે કામ. સો. ૧૩

માટે કુમાર તમે ચલોજી, પોપટ કહે એમ વાય;
કુમાર સાંભળીને રડેજી, કિહાં ગયો તાપસ ભાય. સો. ૧૪

વિલાપ કરતો પાછો વળેજી, ઉદાસ ધરીને અપાર;
તવ પોપટ કુંવરને કહેજી, એ નહિ તાપસ કુમાર. સો. ૧૫

કોઈ વિદ્યાધર બળે કરીજી, નારીને પુરૂષ બનાય;
વચન મુખ આકારથીજી, ચાલદ્રષ્ટિ પરખાય. સો. ૧૬

કોઈ દેવ દાનવ વળીજી, વિદ્યાધર જણાય;
એ બાળાને વિડંબતાજી, તેતો દુષ્ટ ઘણાય. સો. ૧૭

ખડ પુરૂષના કર થકીજી, છૂટી પડશે જામ;
નિશ્ચે એ તુજને વરેજી, રાખો મનમાં હામ. સો. ૧૮

કલ્પવૃક્ષને ત્યજીજી, બાઉલ ઇચ્છે કેણુ;
પોપટ વયણુ સાંભળીજી, કુમાર સંભાળે એણુ. સો. ૧૯

ઈષ્ટની પરેં ધારતોજી, વારંવાર સમરંત;
પોપટને સાથે લઈજી, કુમાર જાય તુરંત. સો. ૨૦

સપ્તમી ઢાળે એમ કહ્યુંજી, કુમાર આગળ જાય;
વિનયેંદુ ગુરૂ કૃપા થકીજી, કૃપાચંદ્ર કહે વાય. સો. ૨૧

## દુહા.

આગળ ચાલતાં આવીયો, મધ્ય વિપિનનાં માંય;
વૃક્ષોની ઘટા અતિ, સુશોભીત દશાય. ૧

ઉંચા તોરણુ બાંધીયા, ધ્વજાનો નહિ પાર;
યક્ષ તણું દેઉલ અચ્છે, કંચન મય નિરધાર. ૨

અશ્વથી નીચે ઉતરી, આવે મંદિર પાસ;
પોપટ સહ અંદર ગયો, દેખે દેવ ઉલ્લાસ. ૩

સ્તુતિ કરે યક્ષની, જેથી પ્રસન્ન થાય;
વિઘ્નો સર્વ દૂરે કરે, તુજ સમરે સુખ થાય. ૪

## ઢાળ ૮ મી.

### કોએલો પર્વતની દેશી.

એમ સ્તુતિ યક્ષરાજનીરે લાલ, કરી રત્નસાર કુમારરે ભવિકજન;
મંદિરની શોભા જુએરે લાલ, આણી હર્ષ અપારરે ભવિકજન.
કુંમર કહે તુમેં સાંભલોરે લાલ. ટેક. ૧

વાતા નયેં બેઠા બન્નેરે લાલ, કીર ને રત્ન સારરે ભવિકજન;
દશ દિશે તે વિલોકતાંરે લાલ, શુક પ્રત્યે વદે કુમારરે ભવિકજન. કું. ૨

તાપસ કુમર નવિ આવીયોરે લાલ, તેમ નહિ સમાચારરે ભવિકજન;
તવ પોપટ કુંવર પ્રત્યેરે લાલ, કહે મકરો ખેદ આવારરે ભવિકજન. કું. ૩

એમ ગોષ્ટિ બન્ને જણારે લાલ, કરતાં બેઠાં જામરે ભવિકજન;
એવામાં એક કન્યકારે લાલ, આવે ઇણહીજ ઠામરે ભવિકજન. કું. ૪

દેવાંગના સમ દીપતિરે લાલ, મયુર ઉપર કરી વાસરે, ભવિકજન;
મલયા ધર ચંદન વલીરે લાલ, સહસ પત્ર પુષ્પ ખાસરે ભ. કું. ૫

વિધિયેં યજ્ઞ પૂજતિરે લાલ, કરતિ નાચ અપારરે ભવિકજન;
કુંમર પોપટ તે જોઈનેરે લાલ, પામ્યા તે ચમત્કારરે ભ. કું. ૬

કન્યા નૃત્ય પુરૂં કરીરે લાલ, જુએ કુંમારનું રૂપરે ભ.
દેવકુમર સમ દેખીનેરે લાલ, ભૂલી નિજ સ્વરૂપરે ભ. કું. ૭

સ્થિર થઈ ઉભી રહીરે લાલ, કુંમરે પુછયું તામરે ભ.
રે બાળા! જો ખેદ ન કરેરે લાલ, તો પૂછું હું આમરે ભ. કું. ૮

તવ કન્યાએ એમ કહ્યુંરે લાલ, સુખે પુછો તુમરે ભ.
કુંવર તવ એમ કહેરે લાલ, કુણછો તુમે કહો હમરે ભ. કું. ૯

કન્યા તવ એમ ઉચરેરે લાલ, સાંભળો તુમેં કુમારરે ભ.
સર્વવૃત્તાંત માહરૂંરે લાલ, વ્યતિકર વિસ્તારરે ભ. કું. ૧૦

સાવધાન થઈ સાંભળોરે લાલ, આગળ વાત રસાળરે ભ.
રત્નસારનાં ચરિત્રથીરે લાલ, હોશે મંગળ માળરે. ભ. કું. ૧૧
અષ્ટમી ઢાળ એમ કહીરે લાલ, વિનયેંદુ ગુરૂને પ્રતાપરે ભ.
મયાચંદ મુનિ ઉચરેરે લાલ, એતો પુણ્ય પ્રતાપરે ભ. કું. ૧૨

## દુહા

કનક પુરી નયરી ભલી, કનક ધ્વજ રાજાન;
કુસુમશ્રી પટરાણી છે, સુબુદ્ધિ નામ પ્રધાન ૧

પુત્ર જેમ પ્રજા પાળતાં, કાળ વ્યતિત થાય;
પંચ વિષય સુખ ભોગવે, રાણીને મહારાય. ૨

રજનિ પશ્ચાત્ ભાગમાં, સ્વપ્ન દેખે તે રાણી;
પુષ્પની યુગ માળીકા, ઉત્સંગે પડિ જાણી. ૩

સ્વપ્ન દેખી રાણીજી, જાગૃત હોઈ તે વાર;
નૃપ આગે આવી કહે, સ્વપ્ન તણો વિચાર. ૪

નૃપે વચન સુણી કરી, રાણી પ્રત્યે કહે વાય;
આ સ્વપ્નના પ્રતાપથી, યુગલ કુંમરી થાય. ૫

વયણ સુણી તે નૃપ તણા, હૈડે હર્ષ ન માય;
ભૂપ આણા પામી કરી, આવી પોતાને ઠાય. ૬

## ઢાળ ૯ મી.

### ચોપાઈની દેશી.

અનુક્રમે તે વૃદ્ધિને પામે, દિલનાં દુઃખડાં સર્વે વામે;
નવ માસ પૂર્ણ જબ થાય, યુગલ કન્યા જન્મી તાય ૧

પ્રથમ અશોકમંજરી જાણો, દુજી તીલકમંજરી વખાણો;
એવું નામ પાડયું તે તાતે, વૃદ્ધિ પામે દો કુંવરી ખાંતે. ૨
પંચ ધાવે તે પલાય, બન્ને કન્યા તે મોટી થાય;
કળા શિખાવે તેનો તાત, તે પણ દોનું હુઈ પ્રખ્યાત. ૩
અનુક્રમે યુવાવસ્થા થાય, રૂપ સૌભાગ્ય અતિ વખણાય;
કાંતિ શરીરની મનોહાર, બન્નેનો સ્નેહ અપરંપાર. ૪
ત્રણ લોકનાં પ્રાણીને રીઝે, વિખૂટી પડયે મનમાં ખીજે;
સદૈવ સાથે હરતી ફરતી, સાથે વનમાં ક્રિડા કરતી. ૫
હવે કનક ધ્વજ કરે વિચાર, પુત્રીનો વર કરવો સાર;
બેનો વર એક જો થાય, તો દિવસો સુખે જાય; ૬
પુણ્યવંતને કળાધાર, બળ સ્વરૂપ જેનો અપાર;
એનો પતિ એવો જો મિલે, તો અવતાર સફળ ફળે ૭
કન્યાનો પિતા દુઃખી હોય, જન્મથી મરણ સુધી જોય;
હવે વસંત ઋતુ આવ્યો, ક્રિડા કરવાને મન ભાવ્યો. ૮
ફૂલફળ અતિ ઘણા, તેથી વૃક્ષો સોહામણા;
આવી તે વનની માંહે, ઝાડે હિંચોડા બાંધી ત્યાંહે. ૯
નયર વાસી લોકો આવે, તે પણ સૌ સૌને ભાવે;
અશોક મંજરી હિંચોળા ખાય, તિલક મંજરી હિંચોળા વાય. ૧૦
એમ વિવિધ કૌતુક કરતાં, હૃદયમાં આનંદ ધરતાં;
એવામાં બન્યો બનાવ, તે સાંભળજો મન ભાવ. ૧૧
નવમી ઢાળ પૂરણ થઈ, વિનયેંદુ ગુરૂની કૃપા લઈ;
આગળ વાત છે રસાળ, તે સુણજો ધરી ઉલ્લાશ. ૧૨

## દુહા

વિદ્યાધર એક આવીયો, આકાશેથી તામ;
અશોક મંજરી લઈ ગયો, હરણ કરી કો ઠામ. ૧

પોકારે તે મુખ થકી, ધાઓ ધાઓરે લોક!
મુજને હરણ કોઈ કરે, એમ રડતી પોકે પોક. ૨

સુભટ આવ્યા સામટા, ધરી ધનુષને બાણ;
અસિગદા ઉચ્છાળતાં, જાણે હરિયે પ્રાણ. ૩

જોતજોતાં કયાંઈ ગયો, વિદ્યાધર એ દુષ્ટ;
સાંભળી હરણ કની તણો, કનકધ્વજ પણ રૂષ્ટ. ૪

આવ્યો તુરત તિહાં કણે, નવિ જોઈ સા બાલ;
તિલક મંજરી મૂર્છા લઈ, કરતો તેની સંભાલ. ૫

શોક ધરે તે મન વિષે, હૃદયેં દુઃખ અપાર;
શીતળ વારી ચંદનથી, સજ્જ કરે તે વાર. ૬

વિલાપ કરે તિલક મંજરી, કયાં ગઈ મુજ બ્હેન;
કિહાં શોધું હવે તુજને, મુજને ન પડે ચ્યેન. ૭

હાહાકાર કરતાં થકાં, આવે પોતાને ઘેહ;
કનકધ્વજ રાજા વળી, કુસુમશ્રી પણ એહ. ૮

તિમજ તિલક મંજરી, શોક કરે અપાર;
તિમજ નગર વાસી સવે, શોચ કરે આવાર. ૯

રજની સમે સૌ સુઇ ગયા, રાજાદિક પરિવાર;
શોક ધરી ભગની તણો, કનિ કરેરે વિચાર. ૧૦

## ઢાળ ૧૦ મી

### હારે લાલાની દેશી.

હાંરેલાલા તિલક મંજરી ઉઠીને, દેવીમંદિરે આઈરે લાલા;
ચક્રેશ્વરીને આરાધતિ, બોલે સાંભળ માઈરે લાલા.
માતા તુમેં સાંભળો. ટેક. ૧

હાંરેલાલા મુજ ભગનીની શુદ્ધિ કહો, નહિતો તજું તનરે લાલા;
જીવિત લગેં નહિ પીઉં, નવિ ખાઉં અન્નરે લાલા.
માતા. ૨

હાંરેલાલા દૃઢ પ્રતિજ્ઞા એવી કરી, બેઠી ધરી ધ્યાનરે લાલા;
દેવી આવી તિહાં કણે, કરે અતિ વ્યાખ્યાનરે લાલા.
માતા. ૩

હાંરેલાલા ભક્તિથી પ્રસન્ન થઈ, કહે દેવી એમરે લાલા;
તુજ બ્હેન કુશળ અછે, મત કર શોક તું નેમરે લાલા.
દેવી કહે સાંભળો. ૪

હાંરેલાલા આજથી એક માસ દિને, મળશે તને સમાચારરે લાલા,
દૈવયોગથી મેલો થશે, એમ સમજ નીરધારરે લાલા.
દેવી. ૫

હાંરેલાલા તિલક મંજરી પૂછે તદા, કહો માત તે વાતરે લાલા,
શી રીતે મળશે કિંહાં, મુજ ભગની સાક્ષાતરે લાલા.
માતા. ૬

હાંરેલાલા વળતી દેવી એમ ઉચરે, તું સાંભળ ભોળી બાળરે લાલા,
અત્રેથી પશ્ચિમ દિશે, વન છે એક રસાળરે લાલા.
દેવી. ૭

હાંરેલાલા અહીંથી બહુ દૂર અછે, મહા કષ્ટે પણ ન જવાયરે લાલા;
તિહાં યક્ષનું મંદિર અછે, સુવર્ણ રત્ને શોભાયરે લાલા.
દેવી. ૮

હાંરેલાલા સમ્યકત્વી યક્ષની પ્રતિમા, પૂજ તેહને ધરી પ્યારરે લાલા;
તુજ ભગની મળશે તિહાં, વળી રૂડું થાનારરે લાલા.
દેવી. ૯

હાંરેલાલા તવ કની એમ કહે, સાંભળ મારી માયરે લાલા;
જવાય તિહાં શી રીતે ? દેવી કહે નવ વાયરે લાલા.
દેવી. ૧૦

હાંરેલાલા મમસેવક રત્નચૂડ છે, તે આપું છું તુજરે લાલા;
મયૂરરૂપે લઇ જશે, આણુ માને મુજ રે લાલા.
દેવી. ૧૧

હાંરેલાલા દેવીવચન કહેતાં થકાં, પ્રગટ થયો મોર તામરે લાલા;
નભોમંડળથી આવીયો, એતો બાળાને ઠામરે લાલા.
દેવી. ૧૨

હાંરેલાલા તિલક મંજરી એમ કહે, સાંભળ રત્ન કુમારરે લાલા;
દેવી પ્રતાપે નિત્ય અહીં, આવું ધરી પ્યારરે લાલા.
તિલક. ૧૩

હાંરેલાલા યક્ષને પૂજે વળી, આવે વન મઝારરે લાલા;
તે કન્યા તો હું અચ્છું, મયુર પણ આ નિરધારરે લાલા.
તિલક. ૧૪

હાંરેલાલા મુજ ચરિત્ર સર્વ કહ્યું, પૂજા કરતાં એક માસરે લાલા;
પણ ભગિનિ મળી નહિં, નહિ સમાચાર ખાસરે લાલા.
તિલક. ૧૫

હાંરેલાલા તમેં દેશ બહુલા ફર્યા, જોઈ કન્યા કોઈ ઠામરે લાલા;
અથવા કયાંઈ સાંભળી, તો કહો તુમેં આમરે લાલા.
તિલક. ૧૬

હાંરેલાલા રત્નસાર તવ એમ કહે, સાંભળ સુંદરી ! વાણુરે લાલા;
પૃથ્વીપર ભમતાં થકાં, ન દેખી ચતુર સુજાણુરે લાલા.
તિલક. ૧૭

હાંરેલાલા સબર નામના અરણ્યમાં, જોયો તાપસ બાલરે લાલા;
એકાકિ પણે તે હતો, દિવ્ય કાંતિ રસાલરે લાલા.
તિલક. ૧૮

હાંરેલાલા વયેં તે તુમ સારિખો, સ્વરૂપેં પણ તે હોયરે લાલા;
ઉંચો પણ તે એવડો, એવો બાળ મેં જોયરે લાલા.
કું. ૧૯

હાંરેલાલા દશમી ઢાળ એતો કહી, રત્નસાર ચરિત્રરે લાલા;
વિનયેંહુ ગુરૂના પ્રતાપથી, આગળ વાત વિચિત્રરે લાલા.
કું. ૨૦

હાંરેલાલા એક મને કરી સાંભળો, ત્યજી ઉંઘને પ્રમાદરે લાલા;
શુક વચમાં બોલીયો, સુણતાં હોય આહ્લાદરે લાલા.
રત્ન. ૨૧

---

## દુહા

શુક બોલે તે એણી પરેં, સાંભળ સુંદરી ! વાણ;
આજ મેળાપ નિશ્ચે હોવે, તુજ બેનનો સુજાણ. ૧

સુંદરી કહે શુક પ્રત્યે, સાંભળ વિહંગ રાજ;
મુજ ભગિનિ આવી મળે, કરૂં પૂજા તુજ આજ. ૨
કુમાર પોપટ વાર્તા કરે, ત્રીજી સુંદરી જાણુ;
તેવામાં કૌતુક બન્યું, સુણજો તેહ સુજાણ. ૩

## ઢાળ ૧૧ મી.

હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું એ રાગ.

એહવે સમે તિહાં હંસલી, નભો માર્ગથી આય,
ભય ભીત થઈ પડિ તિહાં, કુમારનાં ખોળા માંય.
હંસી કહે તુમેં સાંભળો. ૧
વારંવાર કંપે તનું, કુંમાર સનમુખ જોય;
મનુજ વાણીયે બોલતી, સત્ય પુરૂષ તું જોય. હંસી કહે. ૨
વીર ધીર સત્ય વક્તા છે, તું પરમ દીન દયાળ;
કરૂણા સાગર હું કહું, અનાથ છું હું બાળ. હંસી કહે. ૩
રક્ષા કર શરણે અચ્છું, તારો ધર્મ સ્વભાવ;
વિદ્યાધર મારે મુને, તેથી તુંરે બચાવ હંસી કહે. ૪
વળતો કુંમર એમ કહે, ભય મત તુંરે પામ;
ઈંદ્ર ચંદ્ર નાગેંદ્ર વળી, કોઈ ન ધરેરે હામ. કુંમર કહે. ૫
કાસારથી વારી લાવીને, આપે હંસીને એહ;
નિર્ભય કરી કુંમર કહે, દાખ વૃત્તાંત છે જેહ. કુમર કહે. ૬
કિહાંથી આવી હે હંસલી ! નૃભાષાએ જેહ;
શી રીતે બોલી શકે ! ભય કોનો છે રેહ. કુમર કહે. ૭
સર્વ વૃત્તાંત મુજને કહે, હંસી બોલે રે વાણ,
એવામાં તિહાં આવતી, વિદ્યાધર સેન જાણ. કુમર કહે. ૮

પોપટ શંકા પામીને, આવ્યો દ્વારની બહાર;
બારણા ઉપરે બેસીને, કરતો તે રે વિચાર. કુમર કહે. ૯
કાંતો તિર્થના પ્રભાવથી, કાંતો કુંવરને ભાગ્ય,
પોપટ ભયંકર રૂપ કરી, કહે સુભટોને વાકય. કુમર કહે. ૧૦
રે ! રે ! દુષ્ટ વિદ્યાધરા ! જાઓ કોની રે પેર;
દેવ દાનવથી અસાધ્ય છે, કાં કરો તેની રે છેડ. પોપટ કહે. ૧૧
નવિ ઓળખ્યો રત્ન સારને, નવિ જાણ્યો એનો ક્રોધ;
તમને મારવા ઉઠશે, ભાગી કયાં જાશો યોધ ? પોપટ કહે. ૧૨
પોપટના વચન થકી, સુભટ પામ્યો રે ત્રાસ;
આશ્ચર્યથી વિચાર કરે, હિશે દેવ આ ખાસ. વિદ્યાધરો. ૧૩
અથવા તો દાનવ અછે, નહિં તો હોંકારે કેમ !
આપણ તો વિદ્યાધરા, તેથી ન બીયે રે એમ. વિદ્યાધરો. ૧૪
આપણા સિંહનાદ પણ, સહન કરે હોંકાર;
ધિક્ ધિક્ છે આપણને, પોપટ બળ અપાર. વિદ્યાધરો. ૧૫
કો જાણે આગે સ્યું થશે, કુંમર હશે રે યોધાર;
રૂપ જાણ્યા વિણ કો નર, યુધ કરવાને તૈયાર. વિદ્યાધરો. ૧૬
એ પ્રમાણે વિચાર કરી, સુભટ પાછા તે જાય;
નિજ સ્થાને ઉતાવળા, કહે નૃપને તે વાય. વિદ્યાધરો. ૧૭
સર્વ વૃત્તાંત સુભટો કહે, સુણી તેહ ભુપાલ;
મેઘ પરેં ગર્જના કરે, જાણે કોપ્યોરે કાલ. વિદ્યાધર. ૧૮
કર પૃથ્વીએ આસ્ફાલતો, લલાટે ભ્રકુટી ચઢાય;
સિંઘ પરેં ઘોર શબ્દ કરી, એમ બોલે તે રાય. વિદ્યાધર. ૧૯
એકાદશમી એ ઢાલ કહી, વિનયેંદુ ગુરૂના પશાય;
મયાચંદ કહે સાંભળો, આગળ સરસ છે વાય. વિદ્યાધર. ૨૦

## દૂહા.

ધિકાર થાઓ તુમને વળી, રાંક તણા શિરદાર!
ફોકટ ભય પામીને, નાશી આવ્યા આ વાર. ૧

કોણ કુંમરને શુક અછે, મારા આગળ એહ;
બીજા સૂર પણ નવિ ગણું, મુજ બળ આગળ જેહ. ૨

એમ કહીને રાજવી, કરે રાવણ સ્વરૂપ.
હસ્તે અસિ ખેટક ધરે, ગદા ધનુષ્ય વિરૂપ. ૩

પંચમાં હસ્તે મુદ્દગર, છઠે ત્રિશૂળ જાણ;
સપ્તમે કરે સારંગ ધર્યો, મહા ભયંકર પ્રમાણ. ૪

વીસે કરેં શસ્ત્રો ધરી, વિકરાળ રૂપ બનાય;
કરતો ભયંકર ગર્જના, વિદ્યાધરનો રાય. ૫

જાવાને ઉત્સુક થયો, સૈન્ય કરી તૈયાર;
યુધ કરવા આવે તિહાં, જિહાં છે રત્ન સાર. ૬

## ઢાળ ૧૨ મી.

હો સુંદર. એ દેશી.

હો સુંદર વિદ્યાધર તે આવતો, દેખીને તે કીર હો સુંદર;
ભયથી વિહ્વલ થઈ, આવ્યો કુમાર જિહાં ધીર હો સુંદર.
વિદ્યાધર કહે સાંભળો. ૧

હોસુંદર અરેરાંક! દૂરે નાશીજા, નહિતો મરીશ તું:ઈઠ; હો સુંદર
મમજીવિત રૂપ હંસલી, ખોળે રાખી છે પ્રોઠ. હો. સું. વિ. ૨

હોસુંદર નિર્ભય નિ:શંક હજુ સુધી, બેઠો છે સનમુખ; હોસું.
મૂઢ! મરણની ઈચ્છા કરે, હસ્તે લે છે દુ:ખ. હો. સું. વિ. ૩

હોસુંદર પોપટ તિલક મંજરી, મ્યુરને હંસલી એ ચાર; હો. સું.
વિદ્યાધર નૃપનું રૂપ જોઈ, ભય પામે અપાર. હો. સું. વિ. ૪
હોસુંદર એક કોણે ઉભા રહ્યા, કુંમાર હાસ્યથી બોલાય; હો. સું.
રે મૂર્ખ ! ફોકટ બીવરાવે છે, તારો ભય ન લગાય. હો. સું. કું. ૫
હોસુંદર કરે તાલીઓ પાળતાં, નાશે બીજા વિહંગ; હો સું.
પટહનાં શબ્દથી નવિ ચળે, મિઢ પોપટ વિહંગ. હો. સું. કું. ૬
હોસુંદર મુજ શરણે આવી હંસલી, નહિ આપું નિરધાર. હો. સું.
સારંગ શિરથી મણી લેવા, ઈચ્છે મૂઢ આવાર. હો. સું. કું. ૭
હોસુંદર અત્રેથી ઝટતું નાશીજા, નહિ તો સાંભળ વાય; હો. સું.
દશ શિર દશ દિશિનાં જે, અધિપતિને બળી અપાય. હો. સું. કું. ૮
હોસુંદર ઈહ વચન સુણી કુંમરતણા, મ્યુર રૂપ પલટાય; હો. સું.
દેવ સ્વરૂપ ધારણ કરી, ચંદ્રચૂડ તે આય. હો. સું. કું. ૯
હોસુંદર નિજ શક્તિ વડે વિકુર્વતો, શસ્ત્ર વિવિધ પ્રકાર; હો. સું.
અહા ! પુણ્યથી શું નવિમિળે, મનુષ્યને સુખ અપાર. હો. સું. કું. ૧૦
હોસુંદર નિઃશંકપણે યુધ તુમે કરો, શસ્ત્ર આપીશ અપાર; હો. સું.
તુજ શત્રુને ચૂરણ કરૂં, સાંભળી હરખ્યો કુંમાર. હો. સું. કું. ૧૧
હોસુંદર બારમી ઢાળ પૂરણ કરી, આગળ વાત રસાળ; હો. સું.
રત્ન સારનાં ચરિત્રમાં, હોસે મંગળ માળ. હો. સું. કું. ૧૨
હોસુંદર વિનયેંદુ ગુરૂના પ્રતાપથી, કૃપાચંદ કહે એમ; હો. સું.
કુંમર ખેટક યુધ કરે, સાંભલજો તે કેમ. હો. સું. કું. ૧૩

---

### દુહા

તિલક મંજરીને દિયે મરાલી હાથો હાથ;
અશ્વારૂઢ પોતે થયો, લડવા વિદ્યાધર સાથ. ૧

ચંદ્રચૂડ તવ દેવતા, આપ્યું ધનુષ્ય એક;
ટંકારવ તવ કુંમર કરે, પૃથ્વિધર મૂકે ટેક. ૨

## ઢાળ ૧૩મી

જિહો જાણ્યું અવધિ પ્રયુંજીને. એદેશી.

જીહો સન્નધબધ થઈ સૌ સુભટા લાલા લડે કુંમર સંગાત;
જીહો કુંમર પણ બાણ વરસતો લાલા, ભાંગે તેહના ગાત.
ચતુરનર જોજો પુણ્ય પ્રકાર. ટેક. ૧

જીહો મેઘધારા પરેં વરસતાં લાલા, કુંમર ઉપર બાણ;
જીહો કુંમર પણ બાણ ક્ષિપતો લાલા, ઘણાનાં લેતો પ્રાણ.
ચતુરનર. ૨

જીહો વિદ્યાધર વિદ્યા બળે લડે, લાલા, કુંમર દેવ પ્રભાવ;
જીહો બાણ પ્રતિ બાણે કરી લાલા, કુંમર ખેલે દાવ.
ચતુરનર. ૩.

જીહો અનળ બાણ તે નાખતાં લાલા, મેઘ બાણે કરી ભંગ;
જીહો ગદા લઈ કર ઉચ્છાળતાં લાલા, આવે કુંમરને અંગ.
ચતુરનર. ૪

જીહો પ્રતિગદાએ કુમર તદા લાલા, ગદા કરે ચકચૂડ;
જીહો મેઘબાણ શત્રુ નાખતા લાલા, પવન બાણે કરી દૂર.
ચતુરનર. ૫

જીહો ખડ્ગ લઈને ધાવતા લાલા, ખડ્ગે હણે તે પ્રાણ;
જીહો ભાલા ત્રીશૂળ લઈ આવતા લાલા, બાણે હણે તે જાણ.
ચતુરનર. ૬

જીહો ચક્ર[૧] ખડ્ગ[૨] ધનુ[૩] વજ્ર સમ લાલા, ત્રીશૂળ[૪] કુંતારે[૫] સાર;

જીહો તેમર[૬] મક્ષિકા[૭] શક્તિ[૮] વલી લાલા, પરશુ[૯] ભલ્લિકા[૧૦] વિચાર.
ચતુરનર. ૭

જીહો ભરમાંડલ[૧૧] મુષ્ટિ[૧૨] બૃશલા[૧૩] લાલા, ક્ષુરિકા[૧૪] મૂશળ[૧૫] નામ;
જીહો પાશ[૧૬] ગદા[૧૭] અસિ[૧૮] મુદ્ગળ[૧૯] છે લાલા, પટીશ[૨૦] દુષ્ફોટ[૨૧] ઉદામ.
ચતુરનર. ૮

જીહો કરવાલીકા[૨૨] કુંડાલ[૨૩] આલી[૨૪] લાલા, શંકુલ[૨૫] ગુલીકા[૨૬]રે જાણ;
જીહો કણુય[૨૭] કંપન્ન[૨૮] અહ[૨૯] ગોફણો[૩૦] લાલા, કર્તરી[૩૧] કરાલ[૩૨] વખાણ.
ચતુરનર. ૯

જીહો પર[૩૩] પત્રક[૩૪] યષ્ટિ[૩૫] ટોપ[૩૬] નામ છે લાલા, છત્રીશ આયુધ જાણ;
જીહો વિદ્યાધર એણીપરેં લડે લાલા, કુંમર લેતો તસ પ્રાણ.
ચતુરનર. ૧૦

જીહો કુંમરનું બળ દેખીને લાલા, સૈન્ય ભાગીરે જાય;
જીહો કૈંક શસ્ત્ર મૂકી દીયે લાલા, કૈંક લાગે પાય.
ચતુરનર. ૧૧

જીહો મુખે તૃણ લઇ એમ કહે લાલા, તું છો દીનદયાળ;
જીહો નારી વેશે નાશે તિહાં લાલા, કેઈક કાસાર પાળ.
ચતુરનર. ૧૨

જીહો નમો અર્હન્ ભાંખે તદા લાલા, કુંમર મૂકે તાસ;
જીહો એણીપરેં સૈન્ય નબળું થયું લાલા, કોઇ ન આવે પાસ.
ચતુરનર. ૧૩

જીહો તેરમી ઢાળમાં ભાંખીયું લાલા, કુંમર સૈન્યસું કરે યુધ;
જીહો વિનય શશિની કૃપાએ કહ્યું લાલા, ખેચર નૃપ થયો કૃધ.
ચતુરનર. ૧૪

જીહો મયાચંદ કહે સાંભળો લાલા, આગળ વાત રસાળ;
જીહો રત્નસારના રાસથી લાલા, હોશે મંગળ માળ.
ચતુરનર. ૧૫

---

## દુહા.

વિદ્યાધર ભૂપ ચિંતવે, સૈન્ય ભાગોરે જાય;
એકલે યુધ અતિ આદર્યું, એ હવે કેમ જીતાય? ૧

કટક ભેગું તેણે કરી, ઉઠે હવે રાય;
વિકરાળ રૂપ બનાવતો, કુંમર સનમુખ થાય. ૨

કુંમર સજ્જધબધ થઇ, આવે યુદ્ધને કાજ;
ચંદ્ર ચૂડ પાછળ રહ્યો, સનમુખ ખગ રાજ. ૩

અદૃશ્ય બળ આપે તદા, જોઈ ખેટક રૂપ;
કુંવર ટંકારવ તવ કરે, સર્વજન થયા ચૂપ. ૪

## ઢાળ ૧૪ મી

બીભિષણ વાત વિચારોરે. એ દેશી.

દુરાત્મા દશ કંધર ધારી, વિદ્યાધર ભુપાળ;
યુધ કરવાને તે આવ્યો, જાણે હણું એ બાળ
સુભટ મલ્લ જુંજેરે, જેનું પુન્ય અગાધ
તેનો જય સુજેરે. ટેક. ૧

તેણે પ્રથમ વીસ ભુજાએ, યુદ્ધનું કરેરે મંડાણ;
વિવિધ શસ્ત્રથી યુધ તે કરતો, જાણે તે કાળ પ્રમાણ. સુભટ ૨

કુંમર પણ યુધને કરતો, આવે ખગની પાસ;
બાણ સડોસડ ખગને મારે, વ્યાકુળ કરે તે ખાસ. સુભટ. ૩

રત્નનું પ્રાક્રમ દેખીને ભૂપ, વિસ્મય મને પામંત;
કોપ કરી વિદ્યાને બળે, સહસ્ત્ર હસ્ત કરંત. સુભટ. ૪

હજાર કરથી યુદ્ધ તે કરતો, તે દેખી કુમાર;
વિવિધ અસ્ત્ર નભીને મારે, અતિ જુંજે જુંજાર. સુભટ. ૫

ખગપતિ હવે અગ્નિ બાણ મૂકે, મેહાસ્ત્રે કરી ભંગ;
ત્રીશૂળ ઉચ્છળી કુંમરપેં મૂકે, ગોળ શસ્ત્રે કરી ચંગ. સુ. ૬

એમ ગદા મુદ્દગળ મારે, અસિના કરે તે પ્રહાર;
કુંમર પણ તેહિજ મારે, કટકા કરે તે અપાર. સુભટ. ૭

શિલા લેઈ ઉપર ધાયો, તવ કુમાર કોપંત;
વજ્ર મૂશળથી પ્રહાર કરીને, ચકચુર તે કરંત. સુભટ. ૮

વિદ્યાધરનાં કરથી છૂટે, સમકાળે એક હજાર;
શસ્ત્રવિવિધ પરે દેખી, ધીરજવંત અપાર. સુભટ. ૯

તવ કોપીને કુંવર મારે, ક્ષુરપ્ર નામે બાણ,
સર્વ શસ્ત્રો છેદી નાંખ્યા, છેદ્યા ધનુષને બાણ. સુભટ. ૧૦

એક બાણ નૃપ ઉપરે રે, મારે તેહ કુમાર;
વાગ્યું તેને હ્રદયમાં, રક્ત વહે જળ ધાર. સુભટ ૧૧

મૂર્ચ્છા લઈ પૃથ્વિયેં પડિયો, નિરધાર ભૂપાળ;
થોડે કાળે સચેત હુવો તબ, ક્રોધે ધમ ધમ્યો કાળ. સુભટ. ૧૨

બહુ રૂપી વિદ્યાનાં બળે, કીધાં રૂપ અનેક;
નભમાં પણ સાંકળ થાવે, ત્યજીને તેહ વિવેક. સુભટ. ૧૩
સર્વ રૂપોથી કુંમરને મારે, વિદ્યાધર નરરાય;
તોપણ ધીરપણું નવિ મૂકે, કુમાર સાહસીક કહાય. સુભટ. ૧૪
કુંમારને સંકટ જાણી, ધાયો તવ તે સુર;
મુદ્દગર લઈને સનમુખ આવે, વિદ્યાધર હજૂર. સુભટ. ૧૫
ભયંકર રૂપે આવતો જાણી, ક્ષોભ પામે રાજાન;
પરંતુ ધૈર્ય રાખી ખેચર, ખેંચે બાણ કબાન. સુભટ. ૧૬
વિવિધાયુધ સનમુખ મૂકે, નવિ લાગે તે સુર;
વંધ્યાને જેમ ઔષધ નિષ્ફળ, તેમ જાએ તે તુર. સુભટ. ૧૭
કુંમરના પુણ્ય પ્રભાવે વલી, દેવશક્તિ પણ જાણ;
ઇંદ્ર જેમ વજ્ર ગૃહીને ચૂડે પર્વત પ્રમાણ. સુભટ. ૧૮
તેમ દેવે કોપ કરીને, મુદ્દગળ ગૃહીત હાથે;
ખેચરને સનમુખ આવી, મારે તેને માથે. સુભટ. ૧૯
અતુલ પીડા ખગપતિ પામ્યો, વિદ્યા થઈ સર્વ ભંગ;
સ્વભાવે કુંમર છે અબીહ, વળી દેવનો સંગ. સુભટ. ૨૦
એમ વિચારી નાશી ગયો, જેમ તે ચોર પલાય;
સુભટ પણ તે સાથે ગયા, કોઇથી ન રહાય. સુભટ. ૨૧
વિદ્યાધરથી જય તે પામ્યો, એ તો ધર્મ પશાય;
ધર્મથી જય હોવે જગમાં, એમ કહે જીનરાય. સુભટ. ૨૨
રત્નસાર દેવની સાથે, આવે તે મંદિર માંહી;
યક્ષ સનમુખ આવીને, બેઠા સર્વ ત્યાંહી. સુભટ. ૨૩

ચૌદમી ઢાળ એણી પરેં, વિનય શશી પસાય;
કૃપાચંદ કહે આગળ સુણો,અચરિજ વાત તે થાય. સુભટ.૨૪

## દુહા.

ચરિત્ર જોઇને કામિનિ, આશ્ચર્ય પામી સા મન;
રોમરાય ઉલ્લસિત થયા, હર્ષિત થાએ તન. ૧

વિચારે તે મન વિષે, એ તો પુરૂષ રતન;
પતિ પરેં એને ઠવું, તો માને મારૂં મન. ૨

મુજ બ્હેન જો આવી મિળે, તો મોટું રે ભાગ્ય;
ભર્તા બન્ને એકજ ભજી, મેળવીયે તે ભાગ્ય. ૩

તિલકમંજરીના કર થકી, હંસલી લિયે તે એમ;
પૂછે કુંમર એણી પરેં, વિદ્યાધરે પકડી કેમ ? ૪

સર્વ વાત યથાર્થ કહો, તો મન ભાંગે સંદેહ;
મરાલી એણી પરેં કહે, સ્વામિ બન્યું જેહ. ૫

## ઢાળ ૧૫ મી.

મહાવિદેહ ક્ષેત્ર સોહામણું. એ દેશી.

વૈટાઢ્ય પર્વતને વિષે, રથનું પુર અભિધાન લાલરે;
નગર તિહાં સોહે ઘણું, તરૂણી મૃગાંક નામ લાલરે,
હંસી કહે સુણ સ્વામિજી ! ટેક ૧

ખગ નૃપ મૃગાંક વશે, પ્રજા પાળે સુરીત લાલરે;
કનક પુર ઉપર થઈ, જતો વૈમાન સહીત લાલરે. હંસી ૨

હિંદોડે હિંચતિ તિણે સમે, અશોક મંજરી નામ લાલરે;
રાજ્ય કની મહા દીપતિ, દેખી તેણે ઠામ લાલરે. હંસી ૩

અનુરાગ ધરતો સા ઉપરેં, હરણુ કરે તે રાય લાલરે;
સબસેન નામે અચ્છે, મહા અરણ્ય તે ઠાય લા. હંસી ૪

ભય ભ્રાંત થઈ કરૂણુ સ્વરે, રડતી તેહ બાળ લાલરે;
આશ્વાસન દેઈ કહે, વિદ્યાધર ભૂપાળ લા. હંસી. ૫

કંપે શા માટે સુંદરી ! કલ્પાંત કરે શું કામ ! લાલરે;
નિશાચર હું છું નહિ, તસ્કર પણુ નહિં જામ લા. વિદ્યા. ૬

પરસ્ત્રી સેવન નહિં કરૂં, તે સાંભળ તું બાળ લાલરે;
વિદ્યાધરનો ભૂપ છું, કિંકર થાઉં તુજ હાલ લા. વિદ્યા. ૭

વિનંતી કરૂં છું તુજ ભણી, અંગીકર તું એમ લાલરે;
સર્વની સ્વામિની તુજ કરૂં, હું પણુ સ્વાધિન તેમ લા. વિદ્યા. ૮

ભૂધવના વચણુ સુણી, મનમાં વિચારે એહ લાલરે;
ધિક્ ધિક્ કામાંધ મનુષ્યને, અવિવેકી વળી જેહ લા. હં. ૯

જાતિ કુળ પુરૂષાર્થને, નહિ વિચારે જેહ લાલરે;
ખર સમ નર તે જાણીયેં, ધિકાર જીવિત તેહ લા. હં ૧૦

અશોક મંજરી ચિંતવી, કાંઈ ઉત્તર ન દીધ લાલરે;
તવ વિદ્યાધર ચિંતવે, સ્નેહી વિયોગ એને કીધ લા. હં. ૧૧

તિણુ કારણુ એ નવિ વદે, મુખથી કાંઈ વાણુ લાલરે;
કહ્યું કરશે માહરૂં, વિયોગ ભુલસે તાણુ લા. હંસી. ૧૨

એમ વિચારી ખગપતિ, વિદ્યાબળથી જાણુ લાલરે;
તાપસ કુંમર તે કરી, પ્રેમથી કરે વખાણુ લા. હંસી. ૧૩

આદર સત્કાર ઘણું કરે, સંતોષવાને કાજ લાલરે;
વિવિધ પ્રકારે સમજાવતો, અહંકાર ત્યજી રાજ લા. હંસી. ૧૪

પરંતુ ઉખડ ભૂમિ વિષે, વાવે કોઇ ઇક્ષુ જાણુ લાલરે;
તે પરેં નિષ્ફળ થયું, તો પણ તેહ રાજાન લા. હંસી. ૧૫
વિરામ પામ્યો નહિ કદા, મહા દુષ્ટ એ જોય લાલરે;
કદાગ્રહ કામીમાં સંભવે, આગે વાત સું હોય લા. હંસી. ૧૬
પંચ દશ ઢાળ પૂરણુ થઇ, આગળ વાત રસાળ લાલરે;
વિનયેંહુ ગુરૂ પ્રતાપથી, નિત નિત મંગળ માળ લા. હંસી. ૧૭
રત્નસારનાં ચરિત્રમાં, મયાચંદ કહે એમ લાલરે;
ઉંઘ આળશ ત્યજી કરી, સાંભળજો ધરી પ્રેમ લાલરે હંસી. ૧૮

---

## દુહા.

એક દિવસ વિદ્યાધરૂ, સબર વનની માંહી;
તાપસ કુંમાર મૂકી કરી, એકલડો તે ત્યાંહી. ૧
પોતે નગર માંહી ગયો, પાછળ તાપસ કુમાર;
સ્વચરિત્ર તુમ આગળેં, કહેવા માંડયું તે વાર. ૨
એહવામાં તે આવીયો, વિદ્યાધર રાજાન;
તાપસ કુમરનું હરણુ કરી, લઇ ગયો અસમાન. ૩
કનકમણીથી શોભતું, મંદિર માંહે ઠવંત;
તાપસ રૂપે રાખીને, પ્રાર્થના તેહ કરંત. ૪
હો બાળા ! ભજ મુજ પ્રત્યે, છોડ કદાગ્રહ આવાર;
અન્ય પુરૂષ સાથે વદે, મુજ સું ન કહે લગાર. ૫
મુજ સંગ વાત જો નવિ કરે, તો મારીશ કરવાલ;
માટે કહું છું તુજ પ્રત્યેં, સાંભળને તું બાળ ! ૬

## ઢાળ ૧૬ મી.

કંઠમાળ રૂઢમાળ સાંભળો! તે. એ દેશી.

વચન સુણી વિદ્યાધર તણાં, તિલક મંજરી એમ ભાષેરે રાજન સાં;
છળબળથી રાજ્ય મેળવીયેં, બળથી પ્રેમ નહિં થાયરે રા. સાં. ૧
પ્રેમવિણુ સંબંધ નહિ હુવે, છતાં જે કરે આગ્રહરે રાજન!
દુજો મૂર્ખ તે કોણ અચ્છે ? ન ત્યજે નિજ કદાગ્રહરે રાજન! ૨
ધિક્ ધિક્ પુરૂષ સંસારમાં, પ્રાર્થના કરે પ્રેમ વિનારે રાજન;
કામીને વિવેક નહિં, જે પરસ્ત્રીમાં લીનારે રાજન! ૩
અશોક મંજરીનાં વયણને, સાંભળી વિદ્યાધર રાયરે રાજન!
ચિંતે અકાર્ય મ્હેં કિર્યું, શરળથી પ્રેમ તે થાય રે. રાજન! ૪
એમ વિચારી અસી મ્યાને કરી, ખગે હંસણી બનાયરે રાજન!
કંચન પીંજરે રહી, મધુર વયણે સમજાયરે રાજન! ૫
દિનદિન પ્રત્યે આવી કરી, કરે વિનતી અપારરે રાજન!
પણ નવિમાને સા હંસલી, વચન ખગનાં આચારરે રાજન! ૬
એક દિન સ્ત્રી નૃપતણી, કમલ માલા અભિધાનરે રાજન;
કરતો પ્રાર્થના નિજ પતિ, મરાલી આગે મૂકી માનરે. રાજન. ૭
દેખી શંકા આણતી, વિચારે તે મનરે રાજન;
વિદ્યાદેવીને પૂછે તદા, પિશાચી તે કનરે. રાજન. ૮
દેવી વાત સર્વ કહી, સુણી કમલા ઉદાશીરે રાજન;
નિજ શોક જાણી કાઢી મૂકે, નાઠી તિહાંથી તે હંસીરે રાજન. ૯
સબર અરણ્યમાં જાતીથી, વિચે થાકી હુ ભારીરે રાજન;
તુમ ઉત્સંગે આવી પડી, ઈહ વાત થઈ મારીરે રાજન. ૧૦
શોળમી ઢાળ એણી પરેં કહી, કુંમર સુણી વિસ્મય થાયરે રાજન;
વિનયેંદુ ગુરૂના પ્રતાપથી, રત્નરાસ આગે કહાયરે રાજન. ૧૧

## દુહા

હંસી કહે કુમારને, સા હંસી હું જાણુ;
પુંઠે આયો જે વિદ્યાધરૂ, તે રાજા પીછાણુ. ૧
જેને તમેં જીતી કરી, નશાડયો આવાર;
વૃત્તાંત સર્વતે સાંભળી, તીલકમંજરી તે વાર. ૨
વિવિધ વિલાપ કરે તીહાં, બોલે ગદ્ ગદ્ વાણું;
તાપસ પણે બ્હેન તું, કેમ રહી વનમાં શાણુ. ૩
તિર્યંચ પણે શી રીતે, રહી શકે તું બ્હેન?
પૂર્વપાપ કીધાં હશે, ઉદય આવ્યા એમ. ૪
તિર્યંચ પણું કેમ દૂર થશે, કરે કની વિલાપ;
તવ ચંદ્રચૂડ દેવતા, નિજ શક્તિ તે અમાપ. ૫
હંસી રૂપ ટાળી કરી, સાક્ષાત કન્યા બનાય;
તવ બેઉ તે હર્ષથી, ભેટી દુઃખ પલાય. ૬
રત્નસાર તવ એમ કહે, તિલકમંજરીપેં વાણુ;
શું વધામણી દે મુજ પ્રત્યેં, ઝટ કહે ચતુર સુજાણુ. ૭
તિલક મંજરી તવ કહે, સાંભળ પુરૂષોત્તમ;
ઉપગારી એ વાતમાં, અરપું મારૂં તન. ૮

## ઢાળ ૧૭મી

વીરા મોરા ગજ થકી ઉતરો. એ દેશી.

એમ કહી કુમરના કંઠમાં, નાંખે મૌક્તિકનો હારરે;
પુષ્પથી પૂજા શુકની કરી, આણી પ્રેમ અપારરે.
સાંભળો પુણ્ય તણી કથા. ૧

ચંદ્રચૂડ તવ દેવતા, બોલે એમ વાણરે;
પ્રથમ અર્પી બન્ને કન્યા, અધુના પરણાવું સુજાણરે સાંભળો. ૨
પાણીગ્રહણ કરાવીઓ, બીજો રૂપ બનાયરે;
ચક્રેશ્વરી પાશે ગયો, કીધી વાત બનાયરે. સાંભળો. ૩
દેવી નિજ પરિવારથી, આવે કુંમરની પાસરે,
સામગ્રી વિવાહની કરી, પરણાવે ધરી ઉલ્લાસરે. સાંભળો. ૪
વર વધુ નમન કરે, દેવી આપે આશીષરે;
ચંદ્રચૂડને આજ્ઞા કરે, આપી સર્વ શિખરે. સાંભળો. ૫
કનક પુરે જઈ કરી, કનક ધ્વજ રાજાનરે;
આપો ખબર તિહાં જઈ, દેવ કરે પ્રમાણરે. સાંભળો. ૬
સપ્ત ભૂમિ આવાસ દિયો, વરવધુને કાજરે;
દેવતા તેડી આવીયો, પરિવાર સહ રાજરે. સાંભળો. ૭
કીર નારી સાથે લઈ, સનમુખ જાય કુંમારરે
પ્રણમે ભૂપનાં પાયને, ભૂધવ હર્ષ અપારરે. સાંભળો ૮
તેડી આવ્યો આવાસમાં, સર્વ પરિવારે રાજારે;
દેવીનાં પ્રતાપથી, ભોજન કરાવે તાજારે. સાંભળો. ૯
વિવિધ પરે ભક્તિ કરે, ભૂધરની કુંમારરે.
દેખી સંતોષ પામીને, પૃથ્વીપતિ કહે તેવારરે. સાંભળો. ૧૦
મહા ભાગ્ય અમારડા, આવો નગર માંહીરે;
કુંમરે વાત અંગીકરી, ચાલ્યા સર્વે ઉચ્છાહીરે. સાંભળો. ૧૧
પુર પ્રવેશ આડંબરે, કરાવે મહારાયરે;
ભવ્ય મહેલ તે આપીયા, વામા સહ કુંમાર રહાયરે. સાંભળો. ૧૨

કંચન પીંજર માંહી ઠવ્યો, પંડિત શુકરાજરે;
સુખ ભોગવે વિવિધ પરેં, જાતો ન જાણે દિન રાજરે. સાંભળો. ૧૩

સમ દશમી પૂરણ થઈ, વિવાહ તણી ઢાળરે;
વિનયેંદુ ગુરૂનાં પ્રતાપથી, કહે મયાચંદ બાળરે. સાંભળો. ૧૪

## દુહા

એકદા રજનીને સમે, સૂતો રત્ન કુમાર;
દ્વાર બંધ હુવા છતાં, નર પ્રવેશ્યો તે વાર. ૧

દિવ્યાલંકારે શોભતો, રૂપ તણો નિધાન;
વસ્ત્ર પણ સુશોભીત વળી, દિવ્ય કાંતિ તે માન. ૨

ચોરી કરણ ચતુર નર, કરેં અશી તે ધાર;
ક્રોધે વ્યાપીત દેહડી, અંદર આવે તે વાર. ૩

કુમર જાગ્યો તતક્ષણે, બોલાવે તેણી વાર;
શ્યા માટે આ મહેલમાં, આવ્યો છે આવાર. ૪

## ઢાળ ૧૯ મી

એહવામાં તે નર તદારે, ક્રોધ આણીને અપાર;
રક્ત નેત્ર કરી કહ્યુંરે, સાંભળરે તું કુમાર!
ચતુરનર! જોજો અચરજ વાત. ૧

જો તું વીર પણું લહેરે, તો થાજે સાવધાન;
યુધ કર તું મુજ સંગેરે, હે વણીક! નિરમાન. ચતુરનર. ૨

તુજમાં કેટલું બળ અછેરે, ઠગતણા શિરદાર;
જંબુક તણું બળ કયાં લગીરે, સિંહ તે ખમનાર. ચતુરનર ૩

એમ કહી તે નર તદારે, લીયે પીંજર સાથ;
પોપટ સહિત તે લઈ ચઢયોરે, કુમર ગૃહે અશી હાથ. ચતુરનર ૪

આગળ પુરૂષ દોડતોરે, પાછળ રત્ન સાર;
દોનું સનમુખ દેખતાંરે, ઓળંગી ગયા રાજદ્વાર. ચતુરનર. ૫
કુમર કેતેક દૂરેં ગયોરે, તેટલામાં તેહ પુરૂષ;
ધરવા કુંમર ધાઈયોરે, તવ ઉડયો તે આકાશ. ચતુરનર ૬
કેટલેક દૂરે તે જઈરે, પિછે અદ્દશ્ય થાય;
કુમર જોઈ વિસ્મય પામીયોરે, ઉભો રહ્યો ત્યાય. ચ. ૭
મનમાં વિચાર એમ કરેરે, મમ વૈરી એહ દિસેત;
સુરાસુર વિદ્યાધરરૂરે, દાનવ ભૂત કે પ્રેત. ચ. ૮
રાજ્યપોપટને લઈ ગયોરે, હે ધીરવીર શુકરાજ;
ક્યાં ગયો આગળ શું થશેરે, સર્યો નહિ મુજ કાજ. ચ. ૯
એ રીતે વિલાપ કરેરે, વળી વિચારે મન;
રે જીવ! દુઃખ તું શ્યાને ધરેરે, શ્યાને ખેદ ધરે તન. ચ. ૧૦
વિલાપથી શુક નવી મિળેરે, શોધ કરૂં કોઇ ઠામ;
વળવું પોપટ લઇ કરીરે, ટેક ધરી મન હામ. ચ. ૧૧
એ રીતે નિશ્ચય કરીરે, જેમતેમ ભમતો કુમાર,
જ્યાં ત્યાં શોધે શુકનેરે, પણ નવિ મિલ્યો લગાર. ચ. ૧૨
આકાશ માર્ગે જે ગયોરે, નીચે મિળે તે કેમ?
છતાં પણ તિહાં ઢુંઢતાંરે, સૂર્યાસ્ત થયો એમ. ચ. ૧૩
તેવે સમે તિહાં દેખીયોરે, ગઢમઠ પોળ વિશાળ;
વિવિધ ધ્વજા દીપતીરે, મણીમય ગૃહોની હાર. ચ. ૧૪
નગર દીઠું શોભતુંરે, વિસ્મય લહ્યો કુંમાર;
જોતાં જોતાં આવીયોરે, તે નગરના દ્વાર. ચ. ૧૫
એહવામાં તિહાં જે થયુંરે, આગળ સુણજો વાત;
અષ્ટાદશમી એ કહીરે, વિનય કૃપા વિખ્યાત. ચ. ૧૬

## દુહા

દુર્ગે બેઠી સારિકા, કુંમર પ્રત્યે કહે વાણ;
નગરમાંહે તું મત જજે, સુણી એણીપરે વાણ. ૧

આશ્ચર્ય લઇ કુંમર કહે, ના કહે સા માટ;
તવ સારીકા ઈમ કહે, સાંભળ વાત સાક્ષાત. ૨

જો તું સુખની ઇચ્છા કરે, મત પેસીશ તું માંહી,
ફોગટ મનાઈ સા કરે, એ નવી જાણજે આંહી. ૩

હિત ચાહું હું તાહરૂં, માટે કરૂં મનાઈ;
જો કારણની ઇચ્છા કરે, તો સંભળાવું આંઈ. ૪

## ઢાળ ૧૯ મી.

વણજારાની દેશી.

રત્નપુર નામે નગર અછે, સુણ કુંમરરે! પુરંદર નામે રાજાન. ગુ. સું.
નીતિયે પ્રજા પાળતો સુણ કુંમરરે! એહવો નૃપ ગુણવાનરે ગુણ સુંદરરે. ૧

ત્યાંહી એક તસ્કર વસે સુ. કું. વેશ કરી વિવિધ પ્રકારરે ગુ. સું.
ચોરી કરતો પુર વિષે, સુ. કું. ધનવંત જે નરનારરે ગુ. સું.! ૨

ખાતર પાડે તેનાં ગૃહે, સુ. કું.! વસ્તુ લીયે સાર સારરે ગુ. સું.!
એમ નિર્ધન લોકો થયા સુ. કું.! વખત ગયો તે અપારરે ગુ.સું.! ૩

નગર રક્ષક ચિંતવે સુ. કું.! કેમ મિલે નિશિચારરે ગુ. સું.!
એમ ચિંતાતુર થઇ ફિરે સુ. કું.! પણ તે ન મળે કેવારરે ગુ. સું! ૪

એહવે તે એકદા સુ. કું.! સર્વ મહાજન લોકરે ગુ. સું.!
નૃપ પાસે આવી કરી સુ. કું! નાંખતાં બહુલી પોકરે ગુ. સું.! ૫

આવી રાયને વિનવે સુ. રાજારે, નગરમાંહે એક ચોરરે ગુ. સું.!
વારંવાર ચોરી કરી સુ. રા.! બજાર ચોવટાં પોળરે ગુ. સું.! ૬
નિર્ધન સવે તેણે કર્યા સુ. રા.! દુઃખ દીયે તે અપારરે ગુ. સું.!
મહાજનની વાણી સુણી સુ. કું.! ક્રોધેભર્યો કરાળરે ગુ. સું.! ૭
તુરત તેડી કોટવાલને સુ. કું.! કહે રક્ષક પ્રત્યે વાણુરે ગુ. સું.!
તું રક્ષણુ કરતાં થકાં સુ. રક્ષકરે! લોકોના જાય છે પ્રાણુરે ગુ. સું.! ૮
તવ તલાર કહે ભૂપને સુણો સ્વામિરે! એ ચોર છે અસાધ્યરે,ગુ.સું.!
મહારોગ પેઠે જાણજો સુ. સ્વા.! ન પકડાય સુસાધ્યરે. ગુ. સું.! ૯
તે પકડવાને ઉપાય ઘણાં સુ. સ્વા.! કરૂં છું હું નિશદિશરે, ગુ. સું.!
પણ સાફલ્ય થતાં નથી સુ. સ્વા.! તેથો ન પકડાય ઇશારે. ગુ. સું.! ૧૦
આપને જુગતુ તમેં કરો સુ. સ્વા. હું થયો અસમર્થરે, ગુ. સું.!
તવ ત્રટકીને નૃપ કહે સુ. રક્ષકરે! મારે કરવું પરમાર્થરે. ગુ. સું.! ૧૧
રાય કરવાલ હસ્તે ગૃહી સુ સું! શોધે ચોરને એહરે, ગુ. સું!
પણ તે મિળ્યો નવિ કદા સુ. સું.! ભૂધવ અભિગ્રહ લેહરે. ગુ. સું! ૧૨
જબલગ ચોરને નવિગ્રહું સુ. સું.! તબલગ રાજ્ય ન કરાયરે. ગુ. સું.
ટેક ધારીને નૃપ ફિરે, સુ. સું.! નિશા ને દિન રાયરે ગુ. સું.! ૧૩
એમ ફિરતાં તે એકદા સુ. સું.! નૃપ જુવે કોઈ ઠામરે, ગુ. સું!
વિત્તની ગાંસડી બાંધીને સુ. સું.! લઇ જતો કોઈ ઠામરે. ગુ. સું! ૧૪
તે તસ્કરને જોઇને સુ. કું.! ભૂપ તે પાછળ ધાયરે, ગુ. સું!
આગે નિશાચર નૃપ પિછે સુ. કું.! કેટલેક દૂરે જાયરે. ગુ. સું! ૧૫
ચોરે મનમાં ચિંતવ્યું સુ. કું.! મુજ પિછે ભૂપ આયરે. ગુ. સું!
જો ઉભો રહીશ કદા સુ. કું.! તો મુજ મારશે રાયરે ગુ. સું! ૧૬

સરત ચૂકાવી નૃપ તણી સુ. કું.! પેઠો તે ઉદ્યાનરે. ગુ. સું.!
તત્ર સુપ્ત તાપસ જોઈ સુ. કું.! મૂકે પાસ નિધાનરે. ગુ. સું.! ૧૭
પોતે અન્ય નાશી ગયો સુ. કું. તુરત નૃપ પુંઠે આયરે, ગુ. સું.!
સુપ્ત તપસ્વિ જોઇને સુ. કું.! પાસે ગાંસડી ઠરાયરે. ગુ. સું.! ૧૮
રાય વિચારે ચિત્તમાં સુ. કું.! વેશધારી તાપસ કહાયરે, ગુ. સું.!
સર્વ નગરી મુશી એણે સુ. કું.! કપટે સૂતોરે આયરે. ગુ. સું.! ૧૯
એમ ધારીને ભૂપ કહે સુ. કું.! રે દુષ્ટ! પાપીષ્ટ! ચોરરે! ગુ. સું.!
તાપસ વેશ ધારણ કરી સુ. તાપસરે! લિયે નિંદ્રા ઘોરરે ગુ. સું.! ૨૦
કપટ નિંદ્રાએ સૂતો અચ્છે સુ. તાપસરે! તો આપું દીર્ઘ નિંદરે ગુ. સું.
એમ કહીને તાપસને સુ. તા.! નિજ સુભટને દીધરે ગુ. સું.! ૨૧
નિર્દયરાજા તેહને સુ.કુંમરરે! વિના કારણે બંધાયરે ગુ. સું.!
દુજે દિન ગુપ્તિપાલને સુ. કું.! મારવા સાશન કરાયરે ગુ. સું.! ૨૨
રક્ષકે તે તાપસતણું સુ. કું.! મસ્તિષ્ક મૂંડાવે તામરે ગુ. સું.!
રાસભે આરોહી તેહને સુ. કું.! ફેરવે ઠામો ઠામરે ગુ. સું.! ૨૩
વધસ્થાને આવી કરી સુ. કું.! શૂળીયે આરોપે તેહરે ગુ. સું.!
તાપસ મૃત્યુ પામીને, સુ. કું! રાક્ષસ થાય એહરે ગુ. સું.! ૨૪
ક્રોધ પામી નિશાચરે સુ કું. નૃપને મારી નંખાયરે ગુ. સું.!
સર્વલોક નાશી ગયા સુ. કું.! અંતઃપુરમાં આયરે ગુ. સું.! ૨૫
અંતે ઉરના મનુષ્ય જે સુ. કું.! તે પણ ત્યાંથી પલાયરે ગુ. સું.!
અવિચારી એવા રાજ્યથી, સુ.કું.! આખર પ્રજા પીલાયરે ગુ. સું.! ૨૬
શઠના તે ભયથકી સુ. કું.! કુણ અંતેઉરમાં જાયરે ગુ. સું.!
રાણી દુષ્ટથી હરી સુ. કું.! ભોગવે તેને સમજાયરે ગુ. સું.! ૨૭
એકોનવિશમી એ કહી સુ. સુંદરરે! રૂડી રસીક એ ઢાળરે ગુ. સું.!

વિનયેંદ્ર ગુરૂનાં પ્રતાપથી સુ. સું. ! રત્નચરિત્ર રસાળરે ગુ. સું ! ૨૮

આગળ વાત છે નવનવી સુ. સું. ! શ્રોતા સુણજો કાનરે ગુ. સું. !
નિદ્રા વિકથા પરિહરી સુ. સું. ! વકતા સનમુખ ધ્યાનરે ગુ. સું ! ૨૯

## દુહા.

ઇહ કારણના યોગથી, રત્નસાર કુમાર;
કરૂં મનાઈ અંદર જવા, બીજો નહિ વિચાર. ૧

રાક્ષસ તુજને વિઘ્ન કરે, તો દુઃખ થાય અસરાળ;
ખમી શકું નહિ તે ભણી, મત જાજો ભૂપાળ. ૨

## ઢાળ ૨૦ મી.

પુન્ય પ્રગટ થયો. એ દેશી.

વચન ચાતુરી સુણી કરી, બહુલું વિસ્મય પામરે.
પુણ્ય પ્રગટ થયો.
કુંમર કહે સુણ સારીકા! કેવી છે એહુની હામરે. પુણ્ય. ૧

ભય નવિ ધરૂં હું એહનો, એમ કહી ચાલ્યો કુંમારરે, પુણ્ય.
રાક્ષસ જોરને જાણવા, મનમાં ઇચ્છા અપારરે. પુણ્ય. ૨

રણભૂમિમાં પેસતો, કોઇક નર શૂરવીરરે. પુણ્ય.
પેસે તેમ નયર મધ્યે, આગળ ચાલે તે ધીરરે. પુણ્ય. ૩

કોઇ ઠામ ચંદન ભર્યું, કોઈ કંચન ધારરે. પુણ્ય.
કર્પુર તણી રાશી ભલી, પણ તે સવી નિરધારરે પુણ્ય. ૪

પુંગી ફળ શ્રીફળ વળી, પકવાન વિવિધ પ્રકારરે પુણ્ય;
ઠાંમ ઠાંમ કરીઆણા વલી, જેની સુગંધ અપારરે પુણ્ય. ૫

હાટ ચોટા બજાર વળી, રાજ્ય મારગ વળી જોયરે પુણ્ય;
ઘાંચી મોચી કંદોઈ વળી, ગાંધી સોનાર હોયરે પુણ્ય. ૬
સુત્થાર લોહાર તેમ કામગરા, ખાલી પડયા સર્વે ઠામરે પુણ્ય;
વિવિધ રચના તે જોવતો, હૃદયમાં ધરી હાંમરે પુણ્ય. ૭
વસ્તુએ ભરપુર જોઈઆ, નવિ જોઈઆ નર માત્રરે પુણ્ય;
રાજય મંદિરમાં જુએ, મ્હેલે માળ છે સાતરે પુણ્ય. ૮
તે મ્હેલમાં કુંવર ગયો, સપ્તમે માળ તે ઠેઠરે પુણ્ય;
મણી માણીકયે શોભતિ, દેવ શય્યાએથી હેઠરે પુણ્ય. ૯
સા શય્યા જોઈ કરી, કુંમર સંતોષ પામીરે પુણ્ય;
નિર્ભય પણે સૂઈ રહ્યો, સર્વ ચિંતાને વામીરે પુણ્ય. ૧૦
નિજ ઘરે જેમ નર સૂએ, તેમ સૂતો કુમારરે પુણ્ય;
શાંત નિંદ્રા આવી તદા, આવે દાનવ તે વારરે પુણ્ય. ૧૧
હીલચાલ તે જોઇ કરી, ક્રોધી થયો અપારરે પુણ્ય;
સુખે સુપ્ત તે દેખીને, દેવારિ કરે વિચારરે પુણ્ય. ૧૨
જે સ્થાને કો નાવિ શકે, તે સ્થાને આ ધિઠરે પુણ્ય;
શું ઉપાયે હણું હવે, મમ શત્રુ એ અનીઠરે પુણ્ય. ૧૩
કપિ ફળ ત્રોડે જ્યેમ વૃક્ષ થકી, તેમ ત્રોડું એનું શીશરે પુણ્ય;
નખે વિદારી એહને, ઉચ્છાળું દશ દિશરે પુણ્ય. ૧૪
ગદાથી ચૂરણ કરૂં, કે નાંખું અનળ માંહીરે પુણ્ય;
ચાળી લઈ કટકા કરૂં, દુરાત્માને આંહીરે પુણ્ય. ૧૫
કે ઉપાડીને સમુદ્રમાં, ફેંકી દઉં આવારરે પુણ્ય;
ગળી જાઉં સારંગ પરેં, એહવો કરતો વિચારરે પુણ્ય. ૧૬

અથવા મમ ગૃહે આવીને, સુખે સુતો એ જનરે પુણ્ય;
પરોણા પરેં તે નવ હણું, શાસ્ત્રતણું એ વચનરે પુણ્ય. ૧૭
જબ લગે સ્વમેળે ન ઉઠે, તબ લગ કચ્છુ ન કરૂંરે પુણ્ય;
યોગ્ય આવે તે પીછે કરૂં, કોઈ પ્રકારે સંહારૂંરે પુણ્ય. ૧૮
એમ વિચારી નિશાચર, બહાર જાય તે વારરે પુણ્ય;
અલ્પ કાળે તે આવીયો, સાથે ભૂત અપારરે પુણ્ય. ૧૯
વિંશમી ઢાળ એમ કહી, વક્તા શ્રોતા હિતકારીરે પુણ્ય;
વિનયેંદુ ગુરૂની મયા થકી, કૃપાચંદ કહે જાઉં વારીરે પુણ્ય. ૨૦
આગળ વાત આશ્ચર્ય તણી, સાંભળજો ધરી પ્યારરે પુણ્ય;
રત્નસાર ચરિત્ર સુણી, સુખ લહો નર નારરે પુણ્ય. ૨૧

---

## દુહા

ભૂત લઇ સાથે આવીયો, તોપણ સૂતો કુમાર;
તવ ક્રોધે રાક્ષસ કહે, સાંભળરે ગમાર! ૧
નિર્ભય નિર્બુધિ નિર્લજ, ઝટ જા ઘરથી બહાર;
કાં યુધ કર તું મુજ સંગે, તે સુણીને કુમાર. ૨
ભો! રાક્ષસ રાજ તેં માહરી, નિંદ્રાનો કીધો ભંગ;
મહા પાપી તું અચ્છે, થશે તુજ ઉંઘ ભંગ. ૩
માટે તાજા ઘૃત સંગ, શીતળ વારિ લેહ;
મશળ પાદ માહરા, જયેમ મુજ નિંદ આવેહ. ૪
સુણી અસુર વિસ્મયથી, વિચારે તે ચિત્ત,
કોઈ આ નર જગ વિષે, દિશે અદ્દભૂત ચરિત્ત. ૫

વાત આશ્ચર્ય કારી છે, મમ પાશેથી એહ;
નિજ પાદને મશળાવવા, ઇચ્છા કરે છે તેહ. ૬

સિંહ પાશે જેમ હરણુલો, નિજ પાય ચંપાત;
તિમ મુજને એણે કહ્યું, અહો! અહો! અચરિજ જાત. ૭

સાહસિક પણું અહો! એહનું, ધિઠાપણું પણ એમ;
ગંભીર પણું સું એહનું, એ કહે કરૂં હું તેમ. ૮

## ઢાળ ૨૧ મી

હો સુંદર! એ દેશી.

હો સુંદર! એવી રીતે વિચાર કરી, રાક્ષસે સુગંધીદાર હો સુંદર!
તાજા ઘૃત સાથ વારિ લઈ, પાદ મશળ્યા કુંમાર. હો સુંદર!
કુંમર કહે રાક્ષસ સુણો. ૧

હો સુંદર! કિંકર પરેં પાદ મશળતાં, એવા અસુરને જોઈ હો સું;
તવ રત્ન સાર ઉઠી કહે, ભક્તિ તાહરી જોઈ. હો સું. કું. ૨

હો સુંદર! માનવ થઇને શાસન કર્યો, ખમજો અપરાધ એમ હો સું;
તુજ ઉપર દયા કરી, પ્રસન્ન થયો છું તેમ હો સું. કું. ૩

હો સુંદર! માગ વરદાન કુંમર કહે, દુષ્કર તાહરૂં જે કામ હો સું.
તે કરવા તત્પર અચ્છું, સુણી વચન તે આમ હો સું. કું. ૪

હો સુંદર! રાક્ષસ વિસ્મય પામીને, ચિંતે મનમાં એમ હો સું.
અહો! આતો તે વિપરીત થયું, વચન આપે તે તેમ હો સું. કું. ૫

હો સુંદર માનવ જાતિ પ્રસન્ન થયો, વદે છે વળી એમ હો સું.
તુજથી કાર્ય જે નહિ હોવે, તે કરૂં હું નેમ હો સું. કું. ૬

હો સુંદર! કલ્પવૃક્ષ સેવક કને, ઇચ્છિત વસ્તુ સું માંગે? હો સું.
તિમ માણુસની પાસથી, દેવ કાર્ય સું આગે હો સું. કું. ૭

હો સુંદર! એમ વિચાર અસુર કરી, બોલે મધુરી વાણુ હો સું.
મુજ યાચના ભંગ નવિ કરો, તો માગ્યું પ્રમાણુ હો સું.
રાક્ષસ કહે સુણો કુંમરજી ૮

હો સુંદર! સાંભળી કુંમાર એમ કહે, નિશાચર પેં વાણુ હો સું.
મુજ પાસેથી કાર્ય સિદ્ધ હુવે, તે માગજો સુજાણુ હો સું. કું. ૯

હો સુંદર! તવ રાક્ષસ એણી પરેં કહે, સાંભળ હવે તું કુંમાર હો સું.
થા નગરીનો નૃપ હવે, રાજ્ય આપ્યો નિરધાર હો સું. રા. ૧૦

હો સુંદર! સેવીશ તને સેવક પરેં, દિવ્ય સમૃદ્ધિ દેય હો સું.
નિરંતર સેવા તુજ કરૂં, અન્ય નૃપ વશ્ય રેય હો સું. રા. ૧૧

હો સુંદર! એક છત્ર રાજ્ય તું કર, ભોગવ ભોગવિલાસ હો સું.
પ્રહલાદ વચણુ એમ સાંભળી, કુંમાર વિચારે ખાસ હો સું. કું. ૧૨

હો સુંદર! અસુર દેવ રાજ્ય મને દિયે, મિળે પુણ્ય યોગ્ય હો. સું.
પૂર્વે પરિગ્રહ વ્રત લહ્યું, તેથી નહિ તે યોગ્ય હો સું. કું. ૧૩

હો સુંદર! હવે ઉપાય હું શું કરૂં, સંકટ મોટું આય હો સું.
એક તરફ વાચા ગચ્છે, દુજો વ્રત પલાય હો સું કું. ૧૪

હો સુંદર હા! હા! દૈવ! હવે શું કરૂં, એમ વિચારી તેહ હો સું.
રાક્ષસ પ્રત્યે હવે એમ કહે, તે સાંભળજો એહ હો સું. કું. ૧૫

હો સુંદર! ઢાળ એકવિંસમાંએ કહ્યું, રત્નસાર ચરિત્ર હો સું.
વિનયેંદુ ગુરૂ કૃપા થકી, કરો કર્ણ પવિત્ર હો સું. કું. ૧૬

---

## દુહા.

કુંમર કહે હવે દેવ ભણી, સાંભળ મારી વાણ;
દુજી યાચના તુમેં કરો, જેમ વ્રતનું ન ભંગાણ. ૧
રાજ્યનો નિયમ માહરે, લીધાથી વ્રત ભંગ;
બાકી રહ્યું શું જગતમાં! દુઃખ થાય જે સંગ. ૨
કાન ત્રૂટે કંચન થકી, તેહી નહિ કોઈ કામ;
સરળતા એવી શા કામની, વ્રત ભંગ થાય ઉદ્દામ. ૩
તવ રાક્ષસ એમ કહે, ઈહ શરીર મઝાર;
લોભ લજ્જા દાક્ષિણ્ય સબ, રહ્યું ધન્ય તે અવતાર. ૪
ઉત્તમ પુરૂષ જે હુવે, અંગીકરે જે બોલ;
જીવીત અર્પણ તે કરે, છતાં ન ત્યજે કોલ. ૫
કુંમાર તવ એમ વદે, સાંભળો રાક્ષસ રાજ!
ગુરૂમુખે વ્રત મેં ગૃહ્યું, ત્યજવાનું નહિ કાજ. ૬
અનર્થકારી રાજ્યને, ધારણ ન કરૂં લગાર;
નિયમ વિરાધના કરણથી, દુઃખોદ્ભવે તે અપાર. ૭
માટે હે મહાભાગ્ય તું! કો પણ દુષ્કર કામ;
નિયમ ભંગ થાય નહિં, તે કહો તુમેં ઉદામ. ૮

## ઢાળ ૨૨મી

ઠેરે જીહાં સમકિત તે સ્થાનક. એ દેશી.

તવ રાક્ષસ એણી પરેં બોલે, પ્રથમ આણ ભંગ કીધીરે;
દુજી માંગણી કરવાનું કહે છે, રે મૂઢ! આપદા લીધીરે.
કહે રાક્ષસ એણી પરેં વયણા. ૧

તુજ ઉપર તું પોતે રૂઠો, દિશે છે એણી રીતરે;
ક્રોધાદિકથી હિંસા કરાય, અથવા ગુધ એણુ રીતરે. કહે રાક્ષસ. ૨
પાપ લાગે એ દોનું માંહી, દેવે દિધું જે રાજ્યરે;
તેમાં પાપ શ્યાનું હોય!, મૂઢ! સમજ તું કાજરે. કહે. ૩
રાજ્ય અર્પું પણ તું ના ઇચ્છે, ઉત્સાહ નહિ પામેરે;
ધૃત પાતા ખુંખું શબ્દ બોલે, મુજ મ્હેલે આવી આમરે. કહે. ૪
મુજ શય્યામાં સુખે સૂતો, વળી મશળાવ્યા પાયરે;
હિતકારી મમ વચન ના માને, તો ફળ જોજે અઘરે. કહે. ૫
એમ કહી તે કુંમર પકર્યો, ઉચ્છાળે આકાશરે;
તિહાંથી ક્રોધે ધરી તે રાક્ષસ, ઉદધીમાં ફેંકે લાશરે. કહે. ૬
સમુદ્રમાં પડતા પાતાળે પોતો, પુનઃ ઉંચો આવેરે;
તવ દુષ્ટ તે બ્હાર કહાડીને, કહે એણી પરેં તે થાવેરે. કહે. ૭
રે મૂઢ! તું કદાગ્રહ ન મેલે, મૃત્યુ પામે શા કામરે;
રાજ્ય સંપત્તિ આપું તુંને, નથી લેતો કો ઠામરે. કહે. ૮
વળી વાણી એણી પરેં બોલે, મુજને દેવ તું જાણુરે;
નિંદિત કાર્ય તાહરો જે હોશે, તે કરીશ પ્રમાણુરે. કહે. ૯
માનવ જાતિ થઇ એણી પેરેં, મુજ ભાંખ્યું નવિ કરતોરે;
હજુ પણ કહું છું એણી પેરેં, રાજ્ય લે રંગ રાતો રે. કહે. ૧૦
નહિંતો ધોબી પેરે સીલા પર, પછાડી પછાડી આવારરે;
નાશ કરીશ હું તુજ તનનો, લાવે સીલાની લારરે. કહે. ૧૧
એણીપરેં વચન સુણીને કુંમર, રાક્ષસ પ્રત્યે કહે વાણુરે;
ફોકટ પુનઃ પુનઃ શ્યાને પુછે, જે રૂચે તે કર તાણુરે.
કુંમર રાક્ષસપેં એણી પરેં બોલે. ૧૨

અસુર કુમારનાં વયણ સુણીને, પ્રસન્ન થઇ એમ બોલેરે;
નિજ કૃત્રિમ રૂપ ત્યજીને, કરે રૂપ સુરને તોલેરે. કુંમર. ૧૩

દેવતા રૂપે પ્રગટ થઇને, કુસુમ વૃષ્ટિ શિર કરતોરે;
જય જય શબ્દ એણી પરે બોલે, હૃદયેં હર્ષને ધરતોરે. દે. કું. ૧૪

કુંમાર પાશે આવી પ્રણમે, કહે એણી પરેં વાણરે;
ધન્ય જગતમાં ઉત્પન્ન હોવે, તુજ સારિખા સુજાણરે દે. કું. ૧૫

રત્નગર્ભા પૃથિવી કહાવે, સત્યવંતમાં શિરહારરે;
ધન્ય તાહરા ધર્મની દઢતા, તેથી સુખ છે અપારરે. દે. કું. ૧૬

શક્રનો સૈન્યપતિ હરણગમેષિ, તુજ વ્યાખ્યાન એ કરતોરે;
દેવદેવી સાથ હું પણ હતો, તવ તિહાં બની એક વાતોરે. દે. કું. ૧૭

શક્ર ઈશાન દો નવા ઉપના, તે સુણજો ધરી ખાંતેરે;
ઢાળ બાવીસમી એણી પરેં ભાંખી, કૃપા વાત વિખ્યાતેરે. દે. કું. ૧૮

---

## દુહા

બત્રીશ લાખ સૌધર્મના, અષ્ટવિંશ ઈશાન જાણ;
બેની સંખ્યા એ કહી, શાસ્ત્ર વચન પ્રમાણ. ૧

વિમાન આટલા છતાં, કલેશ કરે બે સૂર;
ધિકાર એવા લોભીજના, જેની પ્રકૃતિ છે ક્રૂર. ૨

યુધ પરસ્પર નર કરે, તવ ત્રીજો તે આય;
કિલેશ મિટાવે તે તણું, કહી નીતિની વાય. ૩

સૂરે સૂર જો યુધ કરે, મોટો દેવ તે આય;
ક્લેશ મિટાવે તે તણું, યુક્તિ યુક્ત તે વાય. ૪

પણ ઇંદ્રે ઈંદ્ર લડે, શસ્ત્રાસ્ત્રથી જોય;
નવિ હારે જીતે કદા, બન્‍ને સમોવળી હોય. ૫

થાકા તવ તે દેવતા, ચિત્ત વિચારે એમ;
નહિ હારે કોઇ કોઈ થકી, યુધ મિટે હવે કેમ ! ૬

તવ ત્રીજા સ્વર્ગ તણો, સનતકુમાર અભિધાન;
આવી સમજાવે દોનું જણા, ઠરી બેઠા સ્વ ઠાંમ. ૭

તવ ત્રીજા ઇંદ્રજી, પૂર્વ વ્યવસ્થા કીધ;
દક્ષિણ દિશે વૈમાન જે, શકેંદ્રના છે પ્રસિદ્ધ. ૮

તેમ ઉત્તર દિશિનાં સવ્વે, ઇશાનેંદ્રનાં જોય;
પૂર્વપાશ્ચમ દોનું મળી, ગોળાકાર જે હોય. ૯

સર્વ સૌધર્મ નૃપનાં અચ્છે, અને વળી તેહીજ દિશ;
ત્રિકુણ ચતુષ્ક જે અચ્છે, ઈશાન તેનો ઈશ. ૧૦

તેમાં પણ અર્ધ ભાગમાં, શકેંદ્ર છે સ્વામ;
સનત મહેંદ્રમાં પણ, સર્વ વિમાનો છે આમ. ૧૧

## ઢાળ ૨૩ મી

ઓલંઘડીની દેશી.

સાહેબજી સાહેબજી સનત કુમારનાં વચન સુણીજી, દોનું ઇંદ્ર તે વાર;
સા. સા. વૈરવિરોધ ત્યજી હિયેજી,પરસ્પર પ્રીતિ અપાર.
સા. સા. પુણ્યવંત એમ જાણીયેંજી. ૧

સા. સા. ચંદ્રશેખર જે દેવતાજી, હરણ ગમેષીને એમ;
સા. સા. દો પાણી જોડી કહેજી, કોઈ એવો નર કે કેમ !
સા. સા. પુણ્યવંત એમ જાણીયેંજી. ૨

સા. સા. દેવો પણ લોભના વશ થકીજી, યુધ કરે પરસ્પર;
સા. સા. અન્યની તો વાચા કિશીજી, નિર્લોભી નહિ અવર.
સા. સા. પુણ્ય. ૩

સા. સા. હરણ ગમેષી તવ દેવતાજી, કહે એણી પરે વાણ;
સા. સા. વાત કરો તુમેં તે ખરીજી, પિણ સર્વ ન હુવેરે અજાણ.
સા. સા. પુ. ૪

સા. સા. સર્વ વસ્તુના વિષય વિષેજી, નહિ હોવે તે લોભ;
સા. સા. લોભી ન હુવે ઈંદ્રાણી વિષેજી, મનુષ્ય કો ન પામે ક્ષોભ.
સા. સા. પુ. ૫

સા. સા. અઘ વસુસાર શ્રેષ્ટિનોજી, અંગજ રત્નસાર;
સા. સા. દેવ અર્પીત રાજ્યનેજી, નવિ ઈચ્છે તિલભાર.
સા. સા. પુ. ૬

સા. સા. પણ જોકે સર્વ જીવોજી, લોભે બૂડી તે જાય;
સા. સા. તો પણ નીર્લોભી ચિત્ત અછેજી, રત્નસાર મહા ભાય.
સા. સા. પુ. ૭

સા. સા. હરણ ગમેષીના વયણ સુણીજી, ચંદ્રશેખર જે દેવ;
સા. સા. અણુમાનતો અત્રે આવીયોજી, અમર લોકથી તતખેવ.
સા. સા. પુ. ૮

સા. સા. પ્રથમ રાક્ષસ રૂપ કીયોજી, શુન્ય નગર બનાય;
સા. સા. સારીકા રૂપ તેણે કીયોજી, પિંજર પોપટ હરાય.
સા. સા. પુ. ૯

સા. સા. ફેંકી દીયો ઉદધી મધ્યેજી, બીજી પણ કદર્થના જેહ;
સા. સા. તે ચંદ્રશેખર હું અચ્છુંજી, મહાભાગ્ય તું એહ.
સા. સા. પુ. ૧૦

સા. સા. મમ દુષ્ટાચરણુનીજી, ક્ષમા કર તું મહા ભાય;
સા. સા. મુજ કિંચિદાજ્ઞા દિયોજી, વળી માંગો વર ભાય!
સા. સા. પુ. ૧૧

સા. સા. દેવ દર્શન નિષ્ફળ ના હુવેજી, વળી દિનેરે વિજ;
સા. સા. રયણીયેં ગર્જારવ હુવેજી, તો આપે તે રીજ.
સા. સા. પુ. ૧૨

સા. સા. તવ કુંમર એણી પરેં કહેજી, સાંભળ દેવ:તું વાય!
સા. સા. જૈનધર્મના પ્રતાપથીજી, તુજ પાસથી ન ઈચ્છું કાંય.
સા. સા. પુ. ૧૩

સા. સા. નંદીશ્વરાદિ દ્વીપે જઈજી, તેની યાત્રા કરજે ભાય;
સા. સા. સુણી ચંદ્રશેખર દેવતાજી, બહુ સારૂં કહેવાય.
સા. સા. પુ. ૧૪

સા. સા. પોપટ સહ જે પાંજરૂંજી, સૂર આપે તેણી વાર;
સા. સા. કુંમરને દોરી ગયોજી, મૂકે કનક પુરે આવાર.
સા. સા. પુ. ૧૫

સા. સા. કનકધ્વજ નૃપ આગળેજી, દેવ કરે તે વ્યાખ્યાન;
સા. સા. બહુમાન આપી સૂર ગયોજી, અનુક્રમે નિજ ઠાણ.
સા. સા. પુ. ૧૬

સા. સા. રત્નસાર ગૃહે રહીજી, ભોગવે ભોગ વિલાશ;
સા. સા. કેતા દિન એમ વહી ગયાજી, સર્વની પોંચી આશ.
સા. સા. પુ. ૧૭

સા. સા. રત્નસારનાં ચરિત્રમાંજી, ભાંખી ત્રેવીશમી ઢાળ;
સા. સા. વિનયેંદુ ગુરૂની કૃપા થકીજી, આગળ વાત રસાળ.
સા. સા. પુ. ૧૮

---

## દુહા.

રત્નસાર કુંમર હવે, નિજ સ્વસુરની પાસ;
આવી આજ્ઞા માંગતો, સ્વ નયરે જાવા ખાસ. ૧

કનકધ્વજ વિદાય કરે, આપી આદર માન;
હોય ભાર્યા લઇ ચલ્યો, સાથે સામંત પ્રધાન. ૨

ઠાંમ ઠાંમના રાજવી, આપે આદર માન;
કેટલેક દિને આવીયો, રત્ન વિશાળા ઉદ્યાન. ૩

બહુ સમૃદ્ધિ જોઈ તેહની, વસુસાર શ્રેષ્ટિ તેવાર;
સમર હરિ નૃપાદે દઈ, ઘણા નર ને નાર. ૪

મહા મહોચ્છવથી તેહને, તેડી લાવે પુર માંહી;
પોપટ સર્વ વાર્તા કહે, સાંભળે લોકો ત્યાંહી. ૫

સર્વ ચમત્કાર પામીયા, કરે વ્યાખ્યાન તે એમ;
પુણ્ય વડે સવી સંપજે, પુણ્ય કરો એ નેમ. ૬

કુમાર સુખે રહેતાં થકાં, ભોગવે ભોગ વિલાશ;
એહવામાં તિહાં આવીયા, ધર્મસૂરીશ્વર ખાશ. ૭

ભૂપ વંદન કરણ ચલ્યો, સાથે રત્ન સાર;
ભક્તિ ભાવે વાંદી કરી, બેઠા તે અનુહાર. ૮

દેશના દિયે મુનીશ્વર, સાંભળે સર્વે લોક;
અનાદિ કાળથી જીવડો, રળવડે તે ફોક. ૯

દેશના સુણી ભૂધવ તદા, પુછે મુનિને એમ;
રત્નસારનો પૂર્વ ભવ કહો, સુખદુઃખ પામ્યો કેમ? ૧૦

તવ મુનીશ્વર ઇમ કહે, સાંભળજો નરનાર;
પૂર્વ ભવે જે પુન્ય કર્યું, દાનતણો અધિકાર. ૧૧
નિદ્રા વિકથા પરિહરી, એક મના થઈ સર્વ,
દાન આપીને પ્રાણીયાં, કોઈ મત કરજો ગર્વ. ૧૨

## ઢાળ ૨૪ મી

ગર્વ મ કરશોરે ગાત્રનો. એ-દેશી.

ભરતક્ષેત્ર માંહી ભલું, રાજ્યપુર નગર વિખ્યાતરે;
જિતશત્રુ તિહાં રાજવી, જાસ કીર્તિ પ્રખ્યાતરે.
ચોરી વ્યશન નિવારીયે. ૧
શ્રીસાર નામે કુમાર હવો, તે નૃપનો અંગજાતરે;
ત્રણ મિત્રસું તે રમે, ક્ષત્રી પ્રધાન સુત જાતરે. ચોરી. ૨
ત્રીજો શ્રેષ્ટિ પુત્રજ ભલો, સંઘાતે રહે સહાયરે;
માંહોમાંહે પ્રીતિ ઘણી, બળદેવ વાસુદેવાયરે. ચોરી. ૩
ત્રણે મિત્રો ક્રિડા કરે, એક દિવસ મજારરે,
ખાતર પાડી રાણીના મ્હેલથી, કો નર લીયે દ્રવ્ય ઉદારરે. ચોરી. ૪
પકડી કોટવાલ તેહને, લઈ આવ્યો ભુપ પાસરે;
નૃપે હુકમ તસ્ય કિયો, દિયો શૂળી તેને ખાસરે. ચોરી. ૫
ગુપ્તિપાલ તસ ગૃહીને, ફેરવી નગર માંહીરે;
વધ સ્થાને લઈ આવતાં, કુમર દેખે ત્યાંહીરે. ચોરી. ૬
સર્વ વાત પૂછે તદા, નગર રક્ષકને તામરે,
ચોર તણી કથની કહી, જે બની તે ઠાંમરે. ચોરી. ૭
તવ કુમાર એણીપરેં કહે, સાંભળ મારા ભાઈરે;
મુજ જનનીનું ધન હર્યું, શિક્ષા કરીશ હું જાઇરે. ચોરી. ૮

દુર્ગપાલ પાસે છોડાવીને, લઈ ચાલ્યો કુમારરે,
વધસ્થાને આવી કરી; કહે ચોરને તે વારરે. ચોરી. ૯
રે ભાઈ! ચોરી તેં કરી, તો પામ્યો દુઃખ અપારરે;
હવે ચોરી જો તું નવિ કરે, તો સુખ પામીશ આવારરે. ચોરી. ૧૦
શોગન આપી તેહને, ગુપ્ત છોડે તેહરે;
તસ્કર વૈરાગ્ય પામીયો, તાપસવ્રત અંગીકરેહરે. ચોરી. ૧૧
અહો મહાપુરૂષોની ક્ષમા, શત્રુમિત્ર સમ ગણેરે;
પણ આ જગતને વિષે, સર્વ સરખાં ન પ્રમાણેરે. ચોરી. ૧૨
કોઈક નરે આવી કહી, નૃપને વાત વિસ્તારરે;
સુણી ભૂધર કોપીયો, બોલાવ્યો કુંમારરે. ચોરી. ૧૩
નરનાથ તિરસ્કારથી કહે, સાંભળ શ્રી સારરે;
મુજ આજ્ઞાનો ભંગ કીયો, લજ્જા ન આવી લગારરે. ચોરી. ૧૪
ભૂપાળનાં વચણથી, ખેદ લઇ કુંમારરે;
નગરમાંથી ચાલ્યો ગયો, ત્રણે મિત્રો તસ લારરે. ચોરી. ૧૫
માનવંત પુરૂષને, જો થાય માન ભંગરે;
પ્રાણ ભંગથી વિશેષ તે, ગણે મહા ચંગરે. ચોરી. ૧૫
ઢાળ ચોવીશમી એ કહી, રત્નસાર ચરિત્રરે;
ગુરૂ વિનયેંદુની કૃપા થકી, અભયદાન પવિત્રરે. ચોરી. ૧૭
મયાચંદ તે એમ કહે, આગળ વાત રસાળરે;
સાવધાન પરેં સુણતાં થકાં, હોશે મંગળ માળરે. ચોરી. ૧૮

દુહા

મિત્રો ચ્યારે સાથે ચલ્યા, કોઇ સાર્થની સાથ;
માર્ગે ભૂલા તે પડયા, માર્ગ ના ચડયો હાથ. ૧
અરણ્યમાં તે ભટકતાં, દિવસ ત્રણ તે જાય;
ચતુષ્ટ દિને તે આવીયા, કોઈક ગ્રામની માંય. ૨

કરી રસોઈ તિહાં કણે, ભોજન કરે જે વાર;
જિન કલ્પી મુનિ આવીયા, માસ ક્ષમણ કરનાર. ૩
ઉંચનીચ કુલ ફરતાં મુનિ, આવે કુંમરોની પાસ;
કુંમાર જોઇ હર્ષિત થયો, પ્હોંચી મનની આસ. ૪
ઉઠી સનમુખ આવીયો, વંદે મુનિના પાય;
શુદ્ધાહારનું આમંત્રણ કરે, ત્રણે જણ હરખાય. ૫
કુંવર ભદ્રિક પરિણામથી, મુનિને આપે દાન;
મંત્રી શ્રેષ્ઠિપુત્ર તદા, અનુમોદે મનમાન. ૬
ભોગાવળી કર્મજ તદા, બાંધે ત્રણ સુજાણ;
પણ ક્ષત્રીપુત્ર હીણ પુન્યથી, એણી પરેં બોલે વાણ. ૭
રે! ક્ષુધા પીડે મુજને, માટે રાખજો કાંઈ;
સર્વ મત આપો એહને, સાંભળો મોરા ભાઈ! ૮
એ રીતે કહેવા થકી, બાંધે દાનાંતરાય;
દુજો ભોગાંતરાય વળી, ભોગવ્યા વિણ ન જાય. ૯
મુનિ વ્હોરી પાછા વળ્યા, તબ તે ચ્યારે જન;
ભોજન કીધું ભાવતું, પ્રસન્ન થયા સૌ મન. ૧૦
પણ પાછળ વ્યવસ્થા હુઈ, તે સુણજો ધરી કાન;
નૃપને ખબર પડી તદા, વિચારે તે મન. ૧૧
કટુ વચણ જે મેં કહ્યા, સહી શકયો ન કુમાર;
તેથી રાજ્ય મુજને તજી, ચાલી ગયો આવાર. ૧૨

## ઢાળ ૨૫ મી.

માળા કિહાં છે રે. એ દેશી.

એણી પરેં વિચાર કરીને રાય, તેડવાને નિજ બાળ;
સુભટો ચારે દિશે મોકલે, પુત્રની લેવા સંભાળ.
ભવિજન સુણજો રે, સુપાત્ર દાનનાં ફળ;
હ્રદયમાં સુણજોરે. ૧

કુંમરને શોધવા ચૌદિશિ ચાલ્યા, સુભટ મહા હુશીયાર;
વનગિરિ ગુફા સર્વે જોયા, મળ્યો ન પત્તો લગાર. ભવિજન. ૨
દક્ષિણ દિશે જે સુભટો ગયા, આવ્યા તેહીજ ગ્રામ;
શોધખોળ બાહ્યાંતર કીધી તવ, કુંમાર મળ્યો ઉદામ. ભવિજન. ૩
સુભટો મનમાં હર્ષિત થઈને, કુંમારને કરે પ્રણામ;
દો પાણી જોડીને એમ વિનવે, ચાલો હવે સ્વ ગામ. ભવિજન. ૪
જનકની વાત સર્વે સુણાવી, સુણી થયો ઉદાશ;
સુભટો સાથે કુંમર આવ્યો, નિજ નગરીના પાસ. ભવિજન. ૫
તવ સુભટ જઈ નૃપને વિનવે, કરજોડીને એમ;
આવ્યા ઉદ્યાને કુમારને તેડી, એહવી વાણી કહે નેમ. ભવિજન. ૬
નૃપ સુણી હર્ષિત હુવો, આવે મિળવાને કાજ;
કુટુંબ પરીવાર સાથે લઈને, ભેટવા પુત્રને આજ. ભવિજન ૭
સામૈયો કરી પ્રવેશ કરાવે, નૃપતિ તેણી વાર;
સિંહાસને તેને બેશારી, આપે રાજ્ય તે વાર. ભવિજન. ૮
મંત્રીપદ મંત્રીપુત્રને આપે, શ્રેષ્ટિ કુમારને શેઠ;
ક્ષત્રી પુત્રને સેનાપતિ કરતો, બીજા સર્વ તેને હેઠ. ભવિજન. ૯
તેવે સમે સ્થિવર મુનિ પધાર્યા, વંદન કરવાને જાય;
દેશના સુણી વૈરાગી હુવો, નામે જિત શત્રુ રાય. ભવિજન. ૧૦
મુનિ સમીપે ચારિત્ર લીધું, દો વિધ શિક્ષા ગ્રહે;
તપજપ ક્રીયાકાંડ કરીને, શિવ વધુ તે લહે. ભવિજન. ૧૧
હવે કુમારાદિ ચારે જના, ભોગવે ભોગ વિલાશ;
શ્રાદ્ધ ધર્મ રૂડી રીતે પાળે, દુઃખી જનની પૂરે આશ. ભવિજન. ૧૨
અનુક્રમે મૃત્યુ પામી શ્રીસાર; રત્નસાર આ હોય;
મંત્રી ને શ્રેષ્ટિ પુત્ર દોનું, એ તેની ભાર્યા જોય. ભવિજન. ૧૩

પિણુ ચોથો જે ક્ષત્રીય પુત્ર, મૃત્યુ પામીને તેહ;
તુજ ઘરે શુક રૂપે ઉપનો, દાનાંતરાય ફળ એહ. ભવિજન. ૧૪
રત્નસારે નિજ પાછળે ભવે, મૂકયો ચોર તે જાણુ;
તાપસ વ્રત લઈ મૃત્યુ પામી, ચંદ્રચૂડ હુઓ પ્રમાણુ. ભવિજન. ૧૫
તેણે રત્નસારની સહાય, કીધી બહોળી એણુ;
મુદ્‌ગર લઇ વિદ્યાધર હરાયો, મરાલી કુંમરી કીધી જેણુ. ભવિજન. ૧૬
એ પ્રમાણે રત્નસારનું, પૂરવ ભવ વિરતાંત;
સાંભળી રાજાદિ લોકો, દાન સુપાત્રે દિયે ખાંત. ભવિજન. ૧૭
બહુ આદરથી જિન ધર્મ કરતાં, ભાવે નિત્ય તે ભાવ;
રત્નસાર કુમાર પૂર્વના, પુણ્યનો લિયે લ્હાવ. ભવિજન. ૧૮
દોનું નારી સંગ સુખ ભોગવે, તેમજ ધર્મનાં કાજ;
તિર્થયાત્રા રથ યાત્રા કરતો, સેવતો શ્રી જીનરાજ. ભવિજન. ૧૯
દોનું સ્ત્રી પણુ તેની સાથે, ધર્મ કાર્ય કરંત;
કેતો કાળ એણી પરે ગયો, અંત સમય જખ આવંત. ભવિજન. ૨૦
અણુશણુ કરી પંડિત મરણે, મરી અષ્ટમે સુર થાય;
અમરતણા સુખ ભોગવી તિહાંથી, મહાવિદેહમાં જાય. ભવિજન. ૨૧
મનુષ્ય સુખ તિહાં ભોગવી, લેશે સંયમ ભાર;
કર્મ અષ્ટે નિકંદન કરીને, જાશે મોક્ષ મોઝાર. ભવિજન. ૨૨
રત્ન સારનું દૃષ્ટાંત સુણીને, ચેતોને ભવ્ય લોક;
એ વ્રત ઉપર આદર કરો, વખત મા ગુમાવો ફોક. ભવિજન ૨૩
ઢાળ પણુવિસમી એણી પરે ભાંખી, રત્ન સાર ચરિત્ર;
વિનયેંદુ ગુરૂ તણે પ્રતાપે, કૃપાચંદ કહે સુણો મિત્ર—ભવિજન.૨૬
સંવત્ સારંગ ભય નિધિનભે, કમળપુરે રહી વાસ;
ચતુરમાસ ખાંતે કીધો, રાસ ભણ્યો ઉલ્લાસ. ભવિજન. ૨૫
રત્નસાર રાસ પૂર્ણ થયો, દૃષ્ટિ દોષ જે હોય;
અલ્પ બુદ્ધિ મુજ ક્ષમા કરજો, મહાનુભાવ! તે જોય. ભવિજન. ૨૬

## કળશ

ગાયો ગાયોરે રત્નસાર રાસ મેં ગાયો. ટેક.

જ્ઞાનરવિ ગુરૂ છે સુખકારી, બહુ ગુણમણિ ગુણ રાયો,
તસ્ય સુશિષ્ય વિનયચંદ્રજી સ્વામી, વિનય ગુણ વખણાયો. ગા. ૧
તેહના શિષ્ય મુનિ કૃપાચંદજી, મયાચંદ કહાયો;
જન્મભૂમિ મુજ છે કચ્છ દેશમાં, મોખાગામ લહાયો ગા. ૨
માતા નામ દેમતબાઈ જાણો, પિતા કુરપાર શાહ કહાયો;
મોશાળે સદા વાસ વસીયો, સતોતેરે દિક્ષા લહાયો. ગા. ૩
ગુરૂ સાનિધ્યે રહી કમલ પુરમાં, રત્નસાર રાસ ગાયો;
રાસની રચના રૂડી કીધી, અભિનવ ઢાળે ગાયો. ગા. ૪
સંવત્ ઓગણી ઓગણ્યા એશીએ, ભાદ્રવા માસે રચાયો;
પચવિશઢાલે રચના કીધી, કળશે પૂરણ કહાયો. ગા. ૫
સ્વપર આતમ ઉપકાર કરવા, રૂડો રાસ રચાયો;
જબલગ ગગને રવિ શશી શોભે, તબ લગ રાસ રહાયો. ગા. ૬

---

શ્રીમદષ્ટ કોટી બૃહદ્ પક્ષીય (કચ્છી સંપ્રદાય) પંડિત પ્રવર, ગચ્છાધિપતિ શ્રી પૂજ્ય પાદ દેવજી સ્વામિ. તચ્છિષ્ય પૂજ્ય પાદ સંઘાધિપતિ શ્રીમદ્ કર્મચંદ્રજી સ્વામિ. તચ્છિ-ષ્યોપાધ્યાય મુનિશ્રી જ્ઞાનેંદુ સ્વામિ. તચ્છિષ્ય પંડિત પ્રવર શ્રીસૂર્યમલ્લજી સ્વામિ. તચ્છિષ્ય યુવાચાર્ય મહારાજ શ્રી વિનયેંદુ સ્વામિ. તચ્છિષ્ય કૃપાચંદેણ કૃત "રત્નસાર રાસ". પૂર્ણમ.

ૐ શુભં ભવતુ.

---

સ્વ. શ્રી. જ્ઞાનરવિસ્મારક ગ્રંથમાળા મણકો ૩ જો

મુનિદાન ઉપર

# શ્રી ભીમસેન રાજાનો રાસ



સંગ્રાહક :
યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામી (કચ્છી)

# પ્રસ્તાવના.

આ જગતમાં દાન સમાન કોઈ પણ ધર્મ શ્રેષ્ઠ નથી. કારણકે "દાનેન પ્રાપ્યતે લક્ષ્મી:" પૂર્વે ભવોમાં જો દાન આપેલ હોય તોજ લક્ષ્મી મળી શકે છે. તે શિવાય ગમે તેટલી મહેનત કરો તો પણ લક્ષ્મી મળતી નથી.

દાનના મુખ્ય પાંચ અને નવ ભેદો જૈન શાસ્ત્રોમાં બતાવેલ છે. તેમાં પણ અભયદાન સમાન કોઈ દાનજ નથી. પણ તેના માટે પણ વિવેક હોવો જોઈએ. વળી સુપાત્રદાન પણ તેથી ઉતરી જાય એમ નથી. કારણકે એક વખત સત્પાત્રે દાન આપેલ હોય તો જન્મ, મૃત્યુના ફેરા ટળી જાય છે. તેમાં પણ વિવેકની ખાસ જરૂર છે. અને એ રીતે દાન આપેલ હોય તોજ "ભીમસેન રાજા" પ્રમાણે સુખ મેળવી શકાય.

ચિત્ત "મન" વિત્ત "પૈસો" પાત્ર "ભાજન" ઉત્કૃષ્ટ મળે તો તેનું ફળ પણ ઉત્કૃષ્ટ ને તુરત મળે છે. બાકી એ ત્રણેમાં જેટલી ન્યુનતા તેટલી ફળમાં પણ ન્યુનતા જાણવી.

દાનના જ્ઞાન માટે જૈન સિદ્ધાંતો જોવા; કારણકે દાનના માટે જેવો ખુલાસો જૈન શાસ્ત્રોમાં આપ્યો છે તેવો સંતોષ-કારક ખુલાસો બીજા કોઈ પણ ધર્મના સિદ્ધાંતોમાં નથી.

શોધક અને જિજ્ઞાસુ દ્રષ્ટિથી જો અવલોકન કરો તોજ બરાબર સમજી શકાય. પણ ઉપલકીયા જ્ઞાન કે દ્રષ્ટિથી કાંઇ પણ જોઈ કે જાણી શકાય નહિ. માટે દરેકે જિજ્ઞાસુ વૃત્તિથી જૈન સિદ્ધાંતોનો અભ્યાસ કરવો એ ખાસ ભલામણ છે. અને આ રાસમાં પણ એજ વસ્તુ ગુપ્ત રાખેલ છે તે મનનપૂર્વક વાંચવાથી જણાઈ શકાશે.

લિ૦ યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીનો શિષ્ય બાલ કૃપાચંદ્રજી કચ્છી.

# શ્રી ભીમસેન રાજાનો રાસ.

## દુહા.

શ્રી રૂષભાદિક જિન નમું, ચોવીસમા વર્ધમાન;
શ્રી મંદિર પ્રમુખ નમું, વીસ તે વિહરમાન. ૧

ગૌતમાદિક ગણધર નમું, લબ્ધિ તણા ભંડાર;
ચૌદસેં બાવન ભણી, હું પ્રણમું સુખ કાર. ૨

સાનિધ કરજો સરસ્વતી, કવી જન કેરી માય;
તુંમ પ્રસાદે હું કહું, અક્ષર આણજો ઠાય. ૩

સદ્‌ગુરૂ સાનિધ કરો, મુજ ઉપર મહારાજ;
કૃપા કીજે મુજ ભણી, જયેમ સીઝે વંછીત કાજ. ૪

ભીમશેન ચરિત્ર કહું, દાન તણો અધિકાર;
તે નરનારી સાંભળો, આણી હર્ષ અપાર. ૫

કિણ દેશે કિણ પુર હુવો, કેમ એણે દીધો દાન;
વિકથા નિંદ્રા છોડિનેં, સાંભળો સહુ સાવધાન. ૬

## ઢાળ ૧ લી.

### અલબેલાની દેશી.

જંબૂદ્વીપ સોહામણોરે લાલ, લાખ જોયણ માનરે; સુવિવેકીરે!
સૂત્ર સિદ્ધાંતે ભાખીયોરે લાલ, એહતણો અનુમાનરે. સુવિવેકીરે! ૧

ભવિયણ! સાંભળો ભાવસુંરે લાલ, મૂકી આળ પંપાળરે સુ.!
સાંભળતાં રસ ઉપજેરે લાલ, હોવે મંગળ માળરે સુ. ભ.! ૨

મેરૂને દક્ષિણ પાસ ભલોરે લાલ, ભરત ક્ષેત્ર સુખકારરે સુ. !
ષટ્ ખંડ ધરતી સોહામણીરે લાલ, દેશ બત્રીશ હજારરે સુ. ભ. ! ૩
સાઢા પચવીશ આર્યકહ્યારે લાલ, જીહાં હોવે જિન ધર્મ રે સુ. !
ઉત્તમ પુરૂષ જિહાં ઊપજે રે લાલ, ભવ્ય જીવનાં ટાળે ભર્મરે
સુ. ભ. ! ૪

માળવદેશ સોહામણોરે લાલ, દેશોમાંહે શ્રીકારરે સુ. !
અયવંતિ નગરી તિહાં શોભતિરે લાલ, શોભાનો નહિ પારરે
સુ. ભ. ! ૫

ગઢ મઠ મંદિર શોભતારે લાલ, ચોરાસી ચહુટાની ઓળરે સુ. !
અદ્દભૂત નગરીની માંડણીરે લાલ, પ્રૌઢી સુંદર પોળરે સુ. ભ. ! ૬
ધન ધાન્યે કરીને ભરીરે લાલ, સુખીયાં વસે સહુ લોકરે સુ. !
લીલ વિલાસ સુખ ભોગવેરે લાલ, કેહને નહિ ચિંતાને શોકરે
સુ. ભ. ! ૭

નિજ નિજ ધર્મ પાળે સદારે લાલ, ન કરે કોઇ કેહની નિંદરે સુ. !
દાન પુણ્ય કરે ઘણોરે લાલ, આણિ મન આણંદરે સુ. ભ. ! ૮
તીણ નગરીનો રાજીયોરે લાલ, ભીમશેન ભૂપાળરે સુ. !
ખ્યાતિ ત્યાગે શોભતોરે લાલ, વિનયવંત કૃપાળરે સુ. ભ. ! ૯
રૈયત રક્ષા કરે ઘણીરે લાલ, ન્યાયવંત રાજાનરે સુ. !
જગમાંહે યશ જેહનોરે લાલ, વિસ્તર્યો છે સુપ્રધાનરે સુ. ભ. ! ૧૦
રાયતણે રાણી અછેરે લાલ, સુમિત્રા તેહનું નામરે સુ. !
શીયળે તો સીતા જિસીરે લાલ, રૂપવંત અભિરામરે સુ. ભ. ! ૧૧
પતિવૃતા ધર્મ પાળે સદારે લાલ, ભોગવે સંસારી ભોગરે સુ. !
પંચ વિષય સુખ વીલસતાંરે લાલ, રાણી તે રાયને સંયોગરે
સુ. ભ. ! ૧૨

સુમિત્રા કુખે ઊપનોરે લાલ, સુમિત્ર નામ કુમારરે સુ. ।
રૂપવંત રળીયામણોરે લાલ, વિનયવંત ગુણ ધારરે સુ. ભ. । ૧૩
રાએ તણે છે એક પુત્રીકારે લાલ, વત્સ મિત્રા તસ નામરે સુ. ।
માત પિતાને ઘણી વાલહીરે લાલ, રૂપવંત સુણ ધામરે
સુ. ભ. । ૧૪
પહેલી ઢાળે વખાણીયાંરે લાલ, પુર રાજ્ય વર્ણવ રસાળરે સુ ।
દેવ મુનિ શિષ્ય એમ કહેરે લાલ, આગળ વાત રસાળરે
સુ. ભ. । ૧૫

દુહા.

હવે ભીમશેન રાજવી, ભોગવે સુખે રાજ;
ન્યાયવંત રાજેશ્વરૂ, સારે પ્રજાના કાજ. ૧
ગજરાજ શોભે દરબારમાં, હયવર કરે હીંસાર;
પાયક શોભે અતિઘણા, દળબળને અનુહાર. ૨
વયરી રાજા વસ કીયા, દેશ મનાવી આંણ;
સહુ આવી સેવા કરે, ન કરે કોઈ ખેંચાતાણ. ૩
હર્ષે ભોગવે રાજ્ય પદ, મનમાં ધરી આણંદ;
તપ તેજે કરી દીપતો, ભીમશેન નરિંદ. ૪
એમ રાજ્ય કરતાં થકાં, કાળજ કેતો જાય;
વૈરિ રાજા આવશે, સાંભળજો સુખદાય. ૫

ઢાળ ૨ જી.

કર્મપરિક્ષાકરણ–એ દેશી.

વયરી રાજા એક તેહવે સમેરે, ક્રોધ કરી તેણીવાર;
રોષ ધરી હેડે અતિ ઘણોરે, સૈન્ય લેઈને સાર. ૧

ભવી તમેં સુણજો રે! વિરોધની વાતડીરે, વિરોધે ધનનીરે હાંણ
કજીઓ કરતાંરે સુખ હોવે નહિરે, એક હાંસી બીજી હાંણ. ભ. ૨

હાથી ઘોડા રથ પાયક ઘણારે, સૈન્યનો નહિ પાર;
નાળ ગોળા સામગ્રી સવી સજીરે, આયો ધરી રોષ અપાર. ભ. ૩

ચિહું કોરે લશ્કરે નગર વીંટીયોરે, નાળ ધડુકેરે સાર;
ભીમશેન રાજા તવ ચમકીયોરે, ઈહુ થયો કવણ પ્રકાર. ભ. ૪

હાથી ઘોડા રથ પાયક સવીરે, લઈ ચાલ્યો રાજાન;
નગારાની ઠોર પડે તિહાંરે, રાય ચડયો મોટે મંડાણ. ભ. ૫

ભીમશેન રાજા બાહિર આવીયોરે, વૈરી આવ્યોરે તેહ;
માંહોમાંહે લશ્કર બેઉ અડયારે, આકાશે ચડી બહુ ખેહ ભ. ૬

હાથીયે હાથી ઘોડે ઘોડા અડયારે, પાએકે પાયક સાર;
બખ્તર પહેરીને ટોપ માથે ધર્યારે, હાથે ગૃહ્યા હથિયાર. ભ. ૭

સનનન ગોળીયો તિહાં વહેરે, ખડ્ગ કરે ઝબકાર;
ઝલક ઝલક ભાલા શોભે તિહાંરે, સૂરા કરે તિહાં હુંકાર. ભ. ૮

ટણણણ શબ્દ વહે ઘણારે, ગડડડ કરે તિહાં નાળ;
સિંધુરો રાગ તિહાં કરેરે, ધડ નાચે લેઈ કરવાલ. ભ. ૯

એણીપરેં સંગ્રામ કરતાં થકાંરે, દિન કંઈક વહી જાય;
નગર બંધ વસતાં હુવો ઘણોરે, લોકો આકુળ વ્યાકુળ થાય. ભ. ૧૦

લશ્કરનો જોર દેખી કરીરે, રાજ વિચાર કરંત;
નગર દરવાજા દેઈ માંહે રહ્યોરે, ચિંતા કરે બહુ ચિત્ત. ભ. ૧૧

દુશ્મને જોર તીહાં ઘણો કીયોરે, કહેતાં નાવેરે પાર;
મધ્ય રયણીએ રાજા ચિંતવેરે, કીજે કીશ્યો વિચાર. ભ. ૧૨

દુષ્ટ ધરતી તે રે દેવતા ત્યજેરે, તો માણસ કોણ માત;
જીવતા હસું તો રાજ્ય લેશું વળીરે, પણ મુઆ નાવે ઘાત. ભ. ૧૩
એમ વિચારી ભીમશેન રાજવીરે, ઉઠયો તે મધ્ય રાત;
સુમિત્રા રાણી સુમિત્ર પુત્રજીરે, વચ્છ મિત્રા પુત્રી સાથ. ભ. ૧૪
બીજી ઢાળેરે હવે રાજવીરે, કરે નાસણુ વિચાર,
દેવ મુનિ શિષ્ય કહે સાંભળોરે, આગળ કહું વિસ્તાર. ભ. ૧૫

## દુહા

ભીમશેન હવે રાજવી, રાણી સુમિત્રા સાર;
પુત્ર પુત્રી સાથે લેઈ, કરે નાસણુ વિચાર. ૧
હીરા માણેક મોતીયા, સુવર્ણ રૂપ્ય રતન;
ઘરેણા ગાંઠા લુગડાં, ઉપાડયા કરીય જતન. ૨
ચાર જીવ થકી જેટલો, ઉપડયો ધન ને માલ;
તેટલો લેઈ નીકળ્યાં, છાના તે તતકાળ. ૩
કોટની બારી ઉગાડીને, નીકળીઓ રાજાન;
ચારે જીવ વન ભણી, ચાલ્યા થઇ સાવધાન. ૪
રાજ્યની આશા મૂકી કરી, મૂકી સઘળો પરિવાર;
હવે રાજા મન ચિંતવે, તે કહું અધિકાર. ૫

## ઢાળ ૩ જી.

જીવરે તું શીળ તણો કર સંગ. દેશી.

નગરી મુકી ચાલીયોરે, ભીમશેન રાજાન;
મન વિચાર એશો કરેરે, રે જીવ! તું કીહે જ્ઞાન. ૧
આ જીવડા રે, મન મ આણે વિષવાદ,
સુખ દુઃખ સરજ્યા પામીયેરે, મ કરે કેહનો વાદ. આ. ૨

સરવે સારિખાં ચંદનેરે, દૈવે ન દીધાંરે દીહ;
ક્ષિણુ ખંડો ક્ષિણુ વાટલોજીરે, ક્ષિણુ આધો ક્ષિણુ લીહ. આ. ૩

રાત દિવસ અટન કરેરે, સૂરજ સારિખો જેહ;
દેવ સારિખાને સુખ નહીંરે, કરે કતોહળ તેહ. આ. ૪

આદીશ્વર અરિહંતનેજીરે, વિશ્વતણાં પ્રતિપાળ;
વરસ દીવસ ભૂખ્યાં રહ્યાંરે, એ કર્મ તણાં જંજાળ. આ. ૫

રામ સરિખા રાજવીરે, બંધવ લક્ષ્મણ જાસ;
સીતા સાથે નીકળીરે, બાર વરસ વનવાસ. આ. ૬

પાંચ પાંડવને દ્રૌપદીરે, વન નીકળ્યાં અભિરામ,
બાર વર્ષ લગે રડવર્યારે, કર્મતણાં એહ કામ. આ. ૭

નળ રાજા જૂવટે રમ્યોરે, હાર્યો તે રાજ્યને ઋદ્ધ,
દમયંતિ મૂકી રાનમાંરે, નાઠી શુદ્ધ ને બુદ્ધ આ. ૮

રાવણુ સરિખો રાજવીરે, લંકા સરિખો કોટ
કર્મ રૂઠે તેહને સહીરે, શ્રી રામચંદ્રજીની ચોટ આ. ૯

હરિશ્ચંદ્ર રાજા મોટકોરે, રાયામેં સિરદાર
કર્મે હટાવ્યો તેહનેરે, ડુંબ ઘરેં આણ્યો વારિ આ. ૧૦

ત્રણુ ખંડનો રાજવીરે, નામે કૃષ્ણુ નરિંદ
રાંનમાં પ્યાસે પીડીયોરે, મરણુ પામ્યો મુકુંદ આ. ૧૧

બ્રહ્મદત્ત ચક્રી બારમોરે, નરમાંહે જે ઈંદ
કર્મ વસે નરકે ગયોરે, પામ્યો દુઃખ પ્રચંડ આ. ૧૨

સંભૂમ ચક્રી આઠમોરે, રાયાનો સિરદાર
સાતમી નરકે ઊપનોરે, તેંત્રીસ સાગરની માર આ. ૧૩

ઈત્યાદિક જીવ જગતમાંરે, પામ્યા સુખ ને દુઃખ
કર્મ ભમાવે તેમ ભમેરે, કર્મે પામે દુઃખ સુખ આ. ૧૪
સબ દિન ન હોવે સારિખાંરે, રાંક અને વળી રાય
સુખ દુઃખ સરજ્યાં પામીયેંરે, એમ ચિંતે મહારાય આ. ૧૫
ત્રીજી ઢાળ સોહામણીરે, રાય વિચાર કરંત
દેવ મુનિ શિષ્ય એમ કહેરે, આગળ સુણો વિરતાંત આ. ૧૬

## દુહા.

ભીમશેન હવે રાજવી, ચિંતવે ચિત્ત મઝાર;
કર્મ તણી ગતિ એહ છે, સહુ જાણે સંસાર. ૧
એમ વિચારી ચિત્તમેં, રાજા માર્ગે જાય;
પ્રભાતે આવી વૈરીએ, રાજ્ય લીધો સુખદાય. ૨
હવે ભીમશેન રાજવી, અટવી ઓળંગી તેહ;
કેટલેક દિવસે પેખીયો, નગર એક સસનેહ ૩
વસંત પુર નામે નગર, શોભાવંત સિરદાર;
નજરે નિરખી રાજવી, હર્ષિત હુવો અપાર. ૪

## ઢાળ ૪થી

ઇડર આંબા આંબળીરે. દેશી.

ભીમશેન પરિવાર લેઈનેરે, ચાલ્યો નગર મઝાર
ચૌરાસી ચૌહટા દેખીનેરે, હરખ્યો ચિત્ત મઝારરે માનવ!
મન મ કરો અહંકાર, અહંકારથી નરક અવતારરે માનવ! ૧
ચૌહટે આવ્યા ચારે જણારે, મનમાં વિચાર કરંત
જિનદાસ શેઠ તિહાં દેખીનેરે, ચિત્તમાં ઊપની ચિંતરે. માનવ! ૨

ઉત્તમ એહ દીસે અછેરે, પણ વેળાને જોગ
દુઃખના માર્યા એ છે સહીરે, પડયો દિસે છે વિયોગરે. માનવ! ૩
એમ વિચારી શેઠ ઉઠીયોરે, સાહમો આવ્યો તાંમ
બાહ પસારીને મળ્યાંરે, રાયશેઠ અભિરામરે. માનવ! ૪
ઘરે તેડી આવ્યા શેઠજીરે, ભોજન કરાવ્યું સાર
આગત સ્વાગત ઘણી કરીરે, આણી હર્ષ અપારરે માનવ! ૫
પાંચ સાત દિન ભેળાં રહ્યાંરે, ભીમશેન કહે તિવાર
ઘર આપો એક શેઠજીરે, તો રહીયેં એણે ઠારરે. માનવ! ૬
શેઠે ઘર આપ્યો રહેવા ભણીરે, તિહાં કીધો વાસ
સુખે સમાધે તિહાં રહેરે, પણ મન માંહે ઉદાસરે. માનવ! ૭
રાજ્ય ગયો તે સાળે ઘણોરે, પણ નહિ કોઈ ઊપાય
દ્રવ્ય વટાવે તિહાં કણેરે, બેઠા બેઠા ખાયરે. માનવ! ૮
એમ કરતાં વર્ષ ત્રણ થયારે, રાણી કહે તે વાર
ઉદ્યમ સ્વામિ કાંઈ કરોરે, જ્યેમ ચાલે ઘરબારરે. માનવ! ૯
નારીની રજા લેઈ કરીરે, ભીમશેન ચાલ્યો પરદેશ
ચાકરી કરવા નીસર્યોરે, હૈડે હર્ષ વિશેષરે. માનવ! ૧૦
જિહાં જાએ તીહાં કણેરે, સેવાનો ન બને યોગ
ઠીક ચાકરી પડે નહિંરે, કર્મ તણા એ જોગરે. માનવ! ૧૧
વરસ દિવસ ભમતાં થકાંરે, ન પડયો કિહાંઈ ઠીક
લૂગડા હથીયાર વેચી કરીરે, ખાઈ ગયો નિરભીકરે. માનવ! ૧૨
કલંદર થઈ પાછો વળ્યોરે, ઘરે આવ્યો સસનેહ
ભૂંડે હવાલે તે થયોરે, કર્મતણાં ફળ એહરે. માનવ! ૧૩

દિવસે ઘરે જાતાં થકાંરે, મનમાં બહુ સરમાય
રાત પડેતો ઘરે જાઉંરે, એમ ચિંતે છે રાયરે. માનવ! ૧૪
ઢાળ કહી ચોથી સહીરે, સુણજો બાળ ગોપાળ
દેવમુનિ શિષ્ય એમ કહેરે, આગળ વાત રસાળરે. માનવ! ૧૫

## દુહા

એમ ચિંતવીને ઘર પાછળે, ઉભો રાય સુખકાર
રયણી પ્હોર ગઇ જિસ્યે, તવ હુવો કવણ પ્રકાર. ૧
સીત રુતુ તેહવે સમેં, વ્યાપી જગત માંય;
રાય ઉભો છે બારણે, સાંભળે ઘરમાં વાતો થાય. ૨
કુંમર કહે માતા પ્રત્યે, મુજને વાએ ટાઢ;
વસ્ત્ર ઓઢાડો માતજી, જયેમ મટે ઉચાટ. ૩
માય કહે પુત્ર સાંભળો, મ કરો દુઃખ લગાર;
તુજ પિતા ગયો ચાકરી, વર્ષ એક થયો સાર. ૪
હમણાં તે રાજા આવશે, લેઇ દ્રવ્ય અપાર;
વસ્ત્ર કરશું તુજ માહરા, એમ છાનો રાખ્યો બાળ. ૫

## ઢાળ ૫ મી.

### જીહો ની દેશી.

જીહો રાણીનાં વચન તે સાંભળી, લાલા, રાય વિચારે તાંમ
જીહો નારીનાં મનોરથ છે ઘણા લાલા, મુજ પાસે નહિં દામ
ચતુર નર ? જુઓ જુઓ કર્મની વાત. ૧
જીહો કર્મ સમો જગકો નહિં લાલા, એમ કહે જગ વિખ્યાત;
જીહો કર્મે રાય રંકજ હુવે લાલા, રંકજ નરપતિ થાત. ચતુ. ૨

જીહો એહને મન હોંસજ ઘણી લાલા, હું છઉં એણે વેસ;
જીહો મૂળ વાત એહ જાણસે લાલા તો દુઃખ ધરસે વીશેષ. ચતુ. ૩

જીહો એમ ચિંતવી રાજવી લાલા ફરી ચાલ્યો પરદેશ
જીહો દ્રવ્ય મેળવવા ઈચ્છા ઘણી લાલા દુબળો છે તસ વેસ. ચતુ. ૪

જીહો ફિરતો ફિરતો આવીયો લાલા સિદ્ધપુર નગરને પાસ
જીહો બાહિર વડ વૃક્ષ એક છે લાલા તિહાં બેઠો રાય ઉદાસ. ચતુ. ૫

જીહો ધનની ચિંતા કરે રાજવી લાલા બેઠો વડને હેઠ
જીહો કાપડી એક તેહવે સમે લાલા ભીમશેને દીઠો દ્રષ્ટ. ચતુ. ૬

જીહો કાપડીએ દીઠો ભીમસેનને લાલા ચિંતાવંતો તેહ
જીહો પૂછે કાપડી ભીમશેનને લાલા ચિંતા છે તુમ દેહ. ચતુ. ૭

જીહો ચિંતા કારણ પુછીયો લાલા રાજા બોલ્યો તામ
જીહો દ્રવ્ય કારણ ચિંતા કરું લાલા સાંભળ યોગી અભિરામ. ચતુ. ૮

જીહો એહ વચન સુણી કાપડી લાલા કહે રાજાને સુવિચાર
જીહો મુજ સાથે ચાલો તુમેં લાલા ધન અપાવું સાર. ચતુ. ૯

જીહો ભીમશેને હા ભણી લાલા ચાલ્યા બેહુ તેહ
જીહો હેમાચળ પર્વતે ગયાં લાલા હૈડે હર્ષ ધરેહ. ચતુ. ૧૦

જીહો તીહાંના રાજા કણે લાલા પહોતા બેઉ ઉલાસ
જીહો હાથ જોડી પગે લાગીયા લાલા રાયને કરે અરદાસ. ચતુ. ૧૧

જીહો ધન ભણી અમેં આવીયા લાલા મહેર કરો મહારાજ
જીહો આજ્ઞા આપો અમ ભણી લાલા સીજે વંછીત કાજ. ચતુ. ૧૨

જીહો આજ્ઞા આપી રાજવી લાલા બેહુ ખુશી થયા તામ
જીહો ગજ એક ધરતી લઈ કરી લાલા ઉદ્યમ કરે અભીરામ. ચતુ. ૧૩

જીહો ગજગજ ધરતી દિન પ્રત્યે લાલા ખોદે તે સસનેહ
જીહો સાત રત્ન નિત્ય નીકળે લાલા સૌ સૌનાં રાખે તેહ. ચતુ. ૧૪

જીહો દ્રવ્ય પામ્યો મન માનીયું લાલા પાંચમી ઢાળ મઝાર
જીહો દેવમુનિ શિષ્ય એમ કહે લાલા આગળ સુણો અધિકાર. ચતુ. ૧૫

## દુહા

એમ ઉદ્યમ કરતાં થકાં, ખટ માસ થયા સાર;
કાપડી કહે ભીમશેનને, સાંભળ તું સુવિચાર. ૧

હવે તુજ તૃષ્ણા પૂરી થઈ, કહે તાપસ એમ;
ભીમશેન કહે કાપડી પ્રત્યે, પૂરી ઈચ્છા હુઈ પ્રેમ. ૨

પૂર્ણ દ્રવ્ય જાણી કરી, પાછા વળીયા તેહ;
ચોથો ભાગ દઈ રાયને, હૈડે હર્ષ ધરેહ. ૩

ધન લઈને ચાલીયા, ગોદડી કરીને સાર;
નિજનિજ ગળામાં ઘાલીને, ચાલ્યા બેઉ જણ સાર. ૪

મારગમાં રાજા પ્રત્યે, બોલસે તાપસ સાર;
તે ભવ્ય જન તુમેં સાંભળો, આગળ કહું વિસ્તાર. ૫

---

## ઢાળ ૬ ઠી.

દેશી વીછીયાની.

હાંરેલાલ કાપડી કહે ભીમશેનને, સાંભળ તું ચતુર સુજાણરે લાલ.
તાહરો ધન હું જાણું સહી, માહરો ધન તું જાણરે. લાલ કાપડી. ૧

હાંરેલાલ તે માટે તુજનેં કહું, ધન છે અનર્થ મૂળરે લાલ
પ્રીત મિત્રાઈ ગણે નહિ, ધન કરાવે બહુ શૂળરે લાલ કા. ૨

હાંરેલાલ પીતા મારે પુત્રને, પુત્ર પિતાને જોયરે લાલ
ધનથી અનર્થ બહુ હુવે, જાણે જગ સહુ કોયરે લાલ કા. ૩

હાંરેલાલ દ્રવ્ય લોભે પિતા સહી, વેચે છે નીજ પુત્તરે લાલ
ધન કારણે માનવી, સેવે જંગલ જઈ ભુતરે લાલ કા. ૪

હાંરેલાલ ધન કારણે માનવી, લડે ફોજોમાં જાયરે લા.
તિહાં અમૂલ્ય દેહને, દુશ્મન નાંખે ઢાય રે લા. કા. ૫

હાંરેલાલ ધનકારણ બંધવ બેહુ, લડે તે માંહો માંહેરે લા.
લાજ મર્યાદા ગણે નહિ, જિહાં તિહાં અથડાએરે લા. કા. ૬

હાંરેલાલ ધનકારણ ચોર ચોરી કરે, પેશે તે પર ઘર જાયરે લા.
કદાચિત્ આવે હાથમાં, તો કટકા દોય થાયરે લા. કા. ૭

હાંરેલાલ ઈત્યાદિક દૂષણ ઘણાં, ધનકારણ સહુ હોયરે લા.
તે માટે તુજને કહું, હૃદય તું વિચારી જોયરે લા. કા. ૮

હાંરેલાલ કહે કાપડી નૃપ પ્રત્યેં, તું એક માર્ગે જાયરે લા.
હું બીજે માર્ગે જાઈશ, સાંભળરે તું સુખ દાયરે લા. કા. ૯

હાંરેલાલ આગે ભેગા થાઈસું, એમ કહી જૂદા જાયરે લા.
કાપડી નીજ ગોદડી લેઈને, અન્ય માર્ગે ગયો ચિત્તલાયરે લા. કા. ૧૦

હાંરેલાલ ધન લેઇને કાપડી, ઘરે ગયો સસનેહરે લા.
હૈડે હર્ષીત હુવો ઘણો, રોમાંચિત હુઈ દેહરે લા. કા. ૧૧

હાંરેલાલ કાપડી વચન હૈડે ધરી, ભીમશેન તેણી વારરે લા.
અન્ય માર્ગે ચાલ્યો સહી, આવ્યો તે વડે સુખ કારરે લા. કા. ૧૨

હાંરેલાલ અરહો પરહો જોઈઓ, કાપડીને તેણી વારરે લા.
કાપડી કિહાએ દીસે નહિ, જાણે ગયો તે નીરધારરે લા. કા. ૧૩

હાંરેલાલ થાકો ઘણો ભીમશેન તે, બેઠો તે વડની છાયરે લા.
ગોદડી કાઢી ગળા થકી, આગળ મૂકી સુખ દાયરે લા. કા. ૧૪
હાંરેલાલ ભવીયણ તુંમે હવે સાંભળો, ઈહાં કણે થાશે ખ્યાલરે લા.
દેવમુનિ શિષ્ય એમ કહે, સુંદર છઠી ઢાળરે લા. કા. ૧૫

## દુહા.

વાંદર એક એહવે સમે, ફિરતો આવ્યો તેહ;
ગોદડી લઈ તતક્ષણે, ભાગો તે સસનેહ. ૧
નાઠો દીઠો ભીમશેને, કેડે દોડયો તામ;
વન માંહે તે વાંદરો, નાશી ગયો અભિરામ. ૨
પાછો વળી તિહાં આવીયો, બેઠો વડને હેઠ;
ચિંતે કાપડી ન આવીયો, ધન ગયો દેખત દ્રષ્ટ. ૩

## ઢાળ ૭ મી.

હવે રાણી પદ્માવતીરે હાં, એ દેશી.

વડ હેઠે બેઠો તિહાં રે હાં, ભીમસેન અભિરામ કર્મવિટંબણા.
ગળ હત્થો દેઈ હાથસુંરે હાં, ખોડે ધરતી તાંમ. કર્મ. ૧
ધન ગયો હવે માહરોરે હાં, એમ કહી રોવે અસરાળ. કર્મ.
કર્મ માઠાં છે મારા ઘણાંરે હાં, એમ કહેરે ભૂપાળ. કર્મ. ૨
હા! હા! દૈવ એ સું કીયોરે હાં, ફિટ નીર્લજ એહ. કર્મ.
ધન દેઈને ખેંચી લીયોરે હાં, એમ કહે નૃપ તેહ. કર્મ. ૩
દોઢ વરસ મુજને થયો રે હાં, ઘરથી નિકળ્યા આજ. કર્મ.
કમાવવું તો દૂરે રહ્યુંરે હાં, ઉલટો ખાધો સાજ. કર્મ. ૪

અસ્ત્રી વાટ જોતી હશેરે હાં, પણ મુજ પાસે નહિ દામ. કર્મ.
દામ વિણુ ઘરે શ્યું કરૂં રે હાં, ચિંતવે એમ રાજાન. કર્મ. ૫
ફીકે મુખે બેઠો તિહાં રે હાં, ધરે આરત ધ્યાન; કર્મ.
શોચ કરે હૈડે ઘણું રે હાં, સું કીજે હવે નિદાન. કર્મ. ૬
કાપડી એક તેહવે સમેરે હાં, આવ્યો વડને હેઠ; કર્મ.
રડતો દીઠો તિહાં કનેંરે હાં, ભીમશેનને દ્રષ્ટ. કર્મ. ૭
મહાધૂર્ત છે કાપડી રે હાં, કપટ તણો ભંડાર; કર્મ.
ભીમશેનને આવી કહેરે હાં, તું રોવે કિણુ પ્રકાર. કર્મ. ૮
કાપડીને નજરે દેખીનેરે હાં, બોલે ભીમશેન તાંમ; કર્મ.
ધન ખોયો મેં ભાઈ જીરે હાં, તેણે રોવું છું સ્વામ. કર્મ. ૯
કેમ ધન ખોયો કહે કાપડીરે હાં, ભીમશેન ભાંખે તામ; કર્મ.
વાત કહી સર્વે પાછળીરે હાં, કાપડીને અભિરામ. કર્મ. ૧૦
ભીમશેનની વાચ સુણી કરીરે હાં, ભેખધારી ચિંતે ચિત્ત; કર્મ
ધનનો ભૂખ્યો એહ અછેરે હાં, વાત આવી છે તંત. કર્મ. ૧૧
કાપડી કહે ભીમશેનનેરે હાં, સાંભળ મારી વાત; કર્મ.
સું રોવે ધન કારણે રે હાં, ધન તો તરણાં માત. કર્મ. ૧૨
ધન ધન કરે માનવીરે હાં, હમેં ન ચાહું ધન; કર્મ.
ધનને ધૂડ બરોબરીરે હાં, સાંભળ તુંરે જન. કર્મ. ૧૩
ભીમસેન કહે કાપડી પ્રત્યેરે હાં, જોગીને હોવે એમ; કર્મ.
સંસારીને ધન ચાઈયેંરે હાં, કૂડ કહું તો નેમ. કર્મ. ૧૪
ઢાળ કહી એ સાતમીરે હાં, ધન છે અનર્થ મૂળ; કર્મ.
દેવ મુનિ શિષ્ય એમ કહેરે હાં, ધર્મ ખરો અનુકૂળ. કર્મ. ૧૫

## દુહા.

કાપડી કહે ભીમશેનને, મ કરે ચિંતા લગાર;
મુજ સાથે ચાલો તુમેં, ધન અપાવું સાર. ૧
રસ કૂપીકા દઉં તુજ પ્રત્યેં, જેહથી સુવર્ણ હોય;
સાંભળીને રાજી થયો, હર્ષિત હુવા દોય. ૨
ભીમસેને હા કહી, ચાલ્યા બેહુ જણ તેહ;
વડ મૂકી દૂરે ગયા, બન્ને ધરીને નેહ. ૩
હેમાચળ પર્વત જિહાં, આવ્યા તિણહીજ ઠાર;
હવે ભવિયણ તુમેં સાંભળો; તિહાંનો કહું વિસ્તાર. ૪

---

## ઢાળ ૮ મી.

નાનો નાનો નાહલોરે. એદેશી.

હેમાચળ પર્વત તિહાંરે, મહા વિષમ તે ઠાંમ. શ્રોતા સાંભળોરે !
વિષમ પર્વત ટુક ઘણારે, જળ સોહે અભિરામ. શ્રોતા સાંભળોરે ! ૧
ભૂત પળીત વસે ઘણાંરે, રાક્ષસનો નહિ પાર. શ્રોતા !
ડેણ દાકણ બહુ તિહાં વસેરે, હનુમાન કરે હુંકાર. શ્રોતા ! ૨
ચોસઠ યોગણી તિહાં કણેરે, વાસો કર્યો છે સાર. શ્રોતા !
રાક્ષસ કિન્નર દેવતારે, રૂદ્રાક્ષનો નહિ પાર. શ્રોતા ૩
રૂદ્રાક્ષ દેવ વાસો વસેરે, પર્વતને ચહુ ફેર. શ્રોતા !
હાકો હાક થાએ ઘણોરે, દેવ રહે છે ઘમઘેર. શ્રોતા ! ૪
તે સઘળાને મૂકીનેરે, માંહે જાએ જેવાર. શ્રોતા !
ડુંગર ટુક માથે વળ્યારે, તે માંહે નિરધાર. શ્રોતા ! ૫

કૂઈ એક શોભે ભલીરે, રસ કૂપીકા ભરી સાર. શ્રોતા
લોહ ઉષ્ણુ બોળે તેહમાંરે, તો સુવર્ણ થાય સુખકાર. શ્રોતા ૬
એહવો હેમાચળ પર્વત છેરે, તિહાં ચાલ્યા બેય. શ્રોતા !
રસકૂપીકા લેવા ભણીરે, હૈડે હર્ષ ધરેય. શ્રોતા. ૭
કાપડીને તે ભીમશેનજીરે, બેઉ ચાલ્યા થઈ આણુંદ. શ્રોતા !
બળ બાકૂળ દેવા ભણીરે, સામગ્રી લીએ સુખ કંદ. શ્રોતા ! ૮
અડદનાં લીધા બાકૂળારે, તલવટ લીધાં સાર. શ્રોતા !
લાપસી વડા લીધાં ઘણાંરે, પુંગીને શ્રીફળ સાર. શ્રોતા ! ૯
ઈત્યાદિક વસ્તુ લેઈ કરીરે, બે જન ચાલ્યાં તામ; શ્રોતા !
સાહસિકપણે મન આદરીરે, મનને રાખી ઠામ. શ્રોતા ! ૧૦
હેમાચળ પર તે આવિયારે, બેઉ જણા સુખકાર; શ્રોતા !
બળ બાકૂળા દેઈ દેવનેરે, માંહે ગયા નિરધાર. શ્રોતા ! ૧૧
રસકૂપીકાને ઠામે ગયારે, બોલે કાપડી તેહ. શ્રોતા !
રસકૂપીકામાં પેસો તમેરે, માંચી બાંધી સસનેહ. શ્રોતા ! ૧૨
માચી ઉપર બેસીનેરે, માંહે ગયો રાજન. શ્રોતા !
કાપડી આગળ ઉભો રહ્યોરે, હર્ષિત હુવો મન. શ્રોતા ! ૧૩
દોય તુંબડા ભરી કરીરે, બહારે નીકળ્યો તેહ, શ્રોતા !
યોગી પાસે આવી ઉભોરે, રાજન હર્ષ ધરેહ. શ્રોતા ! ૧૪
ઢાળ કહી એ આઠમીરે, ધન કરાવે વેઠ; શ્રોતા !
દેવ મુનિ શિષ્ય એમ કહેરે, ધન મળવો છે નેઠ. શ્રોતા ! ૧૫

## દુહા

કાપડી કહે ભીમસેનને, સાંભળ તું સુવિચાર;
તારો તુંબો તું લીયે, મારો દે મુજ સાર. ૧

ભીમશેને એક તુંબડો, કાપડીને દીધ;
એક તુંબો પોતે રાખીયો, બેહુનાં મનોરથ સિધ. ૨
નીજ તુંબા લેઈ કરી, વલીયા પાછા તેહ;
મનમાની વસ્તુ મળી, હૈડે હર્ષ ધરેહ. ૩
ચાલતાં તે આવીયા, તેહીજ વડને હેઠ;
કાપડી મનમાં ચિંતવે, તુંબી લઇ જાશે નેઠ. ૪
એમ વિમાસી તાપસે, કીયો જે પરપંચ;
ભવિયણ તે તુમે સાંભળો, મળ્યો છે વાતનો સંચ. ૫

---

## ઢાળ ૯ મી

પુન્ય સદા ફળે. એ દેશી.

( દુષ્ટ તુરંગ ચિત્તને કહ્યોરે. દેશી )

કાપડી મનમાંહે ચિંતવેરે, લેઉં તુંબી શ્રીકાર
એહ પરદેશી બાપડો રે, ધુતું એહને સારોરે ૧
પરિગ્રહ દુઃખ દાઇ, મત કરો એહનો સંગોરે
જો હોવે ચતુરાઇ સંગ, કીયા આતમ ભંગોરે. પરિગ્રહ દુઃખદાઈ.૨
એહવું ચિંતવી મનમેંરે, કાપડી કહે એમ
ભલા ભોજન લાવો તુમેરે, ગાંમમાંથી ધરી પ્રેમોરે પરિ. ૩
આપણે બે એકઠા બેસીનેરે, જમીયે મન આણુંદ
પછે સહુ સહુને ઘરેરે, જાઇએ મન આણુંદોરે. પરિ. ૪
ભીમસેન કહે કાપડી પ્રત્યેરે, શ્યાંનો આણું ભોજન
કાપડી કહે ભીમશેનને, સાંભળ તું એક મનોરે પરિ. ૫
લોઢાનો એક ખીલો લઇરે, તપાવ્યો તેણીવાર
રસ લેઇને ચોપડયોરે હેમ થયો શ્રીકારોરે. પરિ. ૬

તે દીધો ભીમશેનનેરે, લઈ ગયો ગામ મજાર,
ભોજન લેવા ગયો ભીમશેનજીરે, વાંશે થયો કવણ પ્રકારોરે પરિ.૭
તુંબા દોઈ લહી કાપડીરે, નાશી ગયો તતકાળ
ભીમશેન ગાંમમાં જઈરે, લીધો ભોજન રસાળોરે. પરિ. ૮
ભોજન લઈ પાછો વળ્યોરે, આવ્યો વડનેરે પાસ
કાપડી કિહાંઈ દીસે નહિરે, રાયહુવો ઉદાસોરે. પરિ. ૯
અરહો પરહો જોઈઓરે, ઘણાએ કીધાંરે સાદ
પાછો નાઠ્યો તે સહીરે, રાય પામ્યો વિષવાદોરે પરિ. ૧૦
કાપડી તુંબા લે ગયોરે, ભીમશેને જાણ્યોરે તામ
હા! હા! હવે હું સું કરૂંરે, કિશ્યું થયો એ કામોરે. પરિ. ૧૧
રોવે રીષે ને આરડેરે, મનમાં થાય દિલગીર
ધન લે ગયો માહરોરે, દઈ ગયો દુઃખ જંજીરોરે. પરિ. ૧૨
ફિટ દૈવ દુરાત્મારે, ફિટ ફિટ તુજનેરે ફિટ
દુઃખ દિયા મુને સામટારે, લાજે નહિ અનિષ્ટોરે પરિ. ૧૩
અસ્રીને મન આશી ઘણીરે, હું નિર્ધન નિર્લજ
ધન લહીને ગમાવીયોરે, સરિઓ કોઈ ન કાજોરે પરિ. ૧૪
રોવે છે ધન કારણેરે, નવમી ઢાળ મજાર
દેવ મુનિ શિષ્ય એમ કહેરે, આગે સુણો અધિકારોરે પરિ. ૧૫

દુહા

ધન ગયો નૃપ જાણીને, ઘણો થયો દીલગીર;
ભોજન ઝેર સમો થયો, નયણે વરસે નીર. ૧
ભીમશેન ચિત્ત ચિંતવે, કિશ્યો કરૂં ઉપાય;
ધન વિણ જાઉં કિમ ઘરે, એમ ચિંતવે રાય. ૨
ધન મળ્યો મુજને ઘણો, પણ હું છું નિરભાગ;
અબ જીવવું જૂગતો નહિ, આયો મરણ કો લાગ. ૩

એમ વિચારી રાજવી, ભોજન ઢાંકી તાંમ;
સુંથણુ નાડી કહાડીનેં, વડે ચડયો અભિરાંમ, ૪
ગળા પાસો બાંધીને, મરવા માંડયો જામ;
તેહ સમે તિહાં શું થયો, તે સુણજો ધરી હામ. ૫

## ઢાળ ૧૦ મી.

કપૂર હોવે અતિ ઉજળોરે. દેશી.

ગળા પાસો ખાય તેહવે સમેંરે, આયા દોય અણુગાર
કુરડ ને મહાકુરડ છેરે, નામ તેહના નીરધાર ૧
ભવિક જન, દાન સમો નહિ કોય.
દાને દોલત સંપજે રે, રૂદ્ધિ વૃદ્ધિ સુખ હોય. ભ. દા. ૨
પંચ મહાવૃત પાળે સદારે, રાત્રિ ભોજનનો ત્યાગ
પાંચ સુમિયે સુમતા સદારે, તજયો છે દ્વેષ ને રાગ ભ. દા. ૩
છ કાયની રક્ષા કરે એ, પાળે પંચાચાર
ઇંદ્રિ પાંચે વશ કરીરે, નિર્મમ નિરહંકાર ભ. દા. ૪
ક્રોધ માન માયા પરિહર્યારે, વળી તજયો છે જેણે લોભ
નિંદા વીકથા પરિહરિરે, સાધુ ગુણે કરી શોભ ભ. દા. ૫
સાત ભયને પરિહર્યા રે, ટાળ્યાં છે આઠે મદ
નવ વાડ શીયળ તણીરે, પાળે છે સુખ કંદ ભ. દા. ૬
દશ યતિ ધર્મ આરાધતારે, બારે ભેદે તપે તપ
સતરે ભેદે સંયમ તણોરે, કરે છે મુનિ ખપ ભ. દા. ૭
બાવીસ પરીસહ જિતે મુનિરે, સતાવિસ ગુણે સંયુક્ત
તેંત્રીસ ટાળે આશાતનાંરે, સાથે મુક્તિનો પંથ ભ. દા. ૮

બેંતાળીશ દુષણુ ટાળીનેરે, આહાર લીયે સંશુદ્ધ
આવનાચિર્ણ દોષ ટાળીનેરે, વિચરે નિરમળ બુદ્ધ ભ. દા. ૯
તપસ્યા કરી કાયા ગાળીરે, મુનિવર કાકડી ભૂત
માસ ખમણુ પારણાં કરેરે, સંયમ સેંઠા સૂત્ત ભ. દા. ૧૦
ઇત્યાદિક ગુણે કરી રે, શોભે છે મુનિરાજ
ગામ નગર પુરે વિહરંતા રે, સારે આતમ કાજ ભ. દા. ૧૧
દોય મુનિ વિહરતાં થકાં રે, આવ્યા તે વડને હેઠ
માસ ક્ષમણુનો છે પારણોરે, રાએ દિઠા તે દ્રષ્ટિ ભ. દા. ૧૨
તપસ્વિ સાધુને દેખીને રે, ભીમશેનને ઊપનો ભાવ
દાન દઉં સાધુ ભણી રે, એહ છે તારણી નાવ ભ. દા. ૧૩
એહવું વિચારી ચિતમાં રે, આવ્યો મુનીશ્વર પાસ
હાથ જોડી કરે વીનતિ રે, સ્વામિ સુણો અરદાસ ભ. દા. ૧૪
આહાર પાણી છે સુઝતોરે, વોહરો સ્વામિનાથ
સાધુ જોગ જાણી કરીરે, પડીગહ લીધો હાથ. ભ. દા. ૧૫
દાન દિયો મન શુદ્ધ સુંરે, આણી ઉળટ ભાવ
ખપ પ્રમાણે મુનિ લઈરે, પાછા વળ્યા તેહ પ્રસ્તાવ ભ. દા. ૧૬
દશમી ઢાળે ભીમશેનજીરે, પડિલાભ્યા શુધ અણુગાર
દેવ મુનિ શિષ્ય એમ કેહેરે, આગળ સુણો અધિકાર. ભ. દા. ૧૭

## દુહા

સાધુ વ્હોરી પાછા વળ્યા, ભીમશેન તેણીવાર;
પાછો વડ માથે ચડયો, મરણ તણો ધરી પ્યાર. ૧
ગળાપાસો ખાવા માંડિયો, ભીમશેને જામ;
માં માં શબ્દ થયો તિહાં, રાય વિચારે તાંમ. ૨

અરહું પરહું જોઈયો, કાંઇ ન દેખે તેહ;
ભીમસેન તવ બોલીયો, સાંભળજો ધરી નેહ. ૩

જે હોય માણસ દેવતા, પ્રગટ થાઓ તેહ;
નહિંતર હું મૃત્યું કરૂં, તેમાં નહિ સંદેહ. ૪

એહવું વચન બોલીને, મરવા માંડયું જામ;
તતક્ષણ દેવ તીહાં કણે, પ્રગટ થયો તામ. ૫

## ઢાળ ૧૧ મી

ગોરાંજી થે મને ગોડે ન રાખ્યો. દેશી.

દાન દીયો સુપાત્રે જામ, દેવતા પ્રગટ થયો તામ
દેખોહી દાન સુપાત્રના ફળ.
માથે મુકુટ શોભે શ્રીકાર, કાને કુંડળ હૈડે હાર દે. ૧

દશ દિશે ઉદ્યોત જ કરતો, જાણીયેં કાંઈ તિમિરનેં હરતો. દે.
દેવતા નયણો દીઠો જામ, રાજા હર્ષિત હુવો તામ. દે. ૨

દેવતા પ્રગટ થઈનેં તાંમ, બોલે વચન તે અભિરાંમ દે.
સાંભળ રાજા તું સુવિચાર, ભલો દીધો તેં સાધુને આહાર દે. ૩

તાસ પ્રતાપે હું પ્રગટ થયો, દાતાર ગુણ દેખી હું હરખીયો દે.
હું તુઠો તુજ ઊપર આજ, જે માગે તે આપું સાજ દે. ૪

માંગ માંગ જે તુજને ભાવે, તે હું તુજને દઉં વડ દાવે દે.
દેવ વચન સુણીને રાજન, મનમાં હુવો અતિ પ્રસન્ન દે. ૫

ભીમશેન વળતો બોલે એમ, દેવતા ધરી સાંભળે પ્રેમ દે.
તમેં મુજને તુઠા જામ, જે માગું તે આપો સ્વામ દે. ૬

દેવતા કહે માંગો ઉલ્લાસ, જે માંગો તે પુરૂં આસ દે.
સિદ્ધપુરી નગરી એહ, રાજ્ય પામું તેહનો સસનેહ દે. ૭
ગોદડી મારી રતનની જેહ, રસકૂપીકાનો તુંબડો તેહ દે.
એ ત્રણ વસ્તુ જો પામું આજ, તો તમેં તુઠા ભલે મહારાજ દે.૮
ગોદડી ને તુંબો જગીશ, એ બે વસ્તુ હમણા પામીશ.દે.
એ નગરીનો રાજ્ય જેહ, તું પામીસ સાતમેં દીહ દે. ૯
મૃત્યુ મ કરશો મારા ભાઈ, પામશો વસ્તુ સર્વ સુખદાઈ દે
જેહ સ્થાનેથી આવ્યો હતો દેવ, તેહ સ્થાને ગયો તતખેવ દે ૧૦
ભીમસેન રાજાને સાર, વડથી ઉતર્યો સુખકાર દે.
વડ હેઠે બેઠો છે જામ, તિહાં કપી આવ્યો અભીરામ દે. ૧૧
ગોદડી નાંખી નાસી ગયો, રાજા તો મનમાં હર્ષીયો દે.
કાપડી આગળ જાતા તેહ, આંખે અંધ હુવો તેહ દે. ૧૨
પાછો વળી ભીમશેનની પાસે, આવ્યો તાપસ મન ઉદાસે દે.
પગે લાગીને બોલે તાંમ, આ બે તુંબડા રાખો તમે સ્વામ દે. ૧૩
પણ મુજને દેખતો કરો, અપરાધ ખમીને હેતજ ધરો દે.
મારા અવગુણ છે બહુ જેહ, હૈડે તમેં મ આણસો તેહ દે. ૧૪
ભીમશેને પોતાનો તુંબો લીધો, દુઃખીયો જાણી ઉપકારજ કીધો.દે.
એહનો તુંબડો એહને દીધો, ઉપકાર જાણીને દેખતો કીધો. દે. ૧૫
વચને સન્માનીને શીખજ દીધ, પોતાને ઠામે ગયો પ્રસિદ્ધ દે.
દાન સુપાત્રનેરે સંયોગ, બન્ને વસ્તુનો ભાંગો વિયોગ દે. ૧૬
મનોહર મીઠી અગીઆરમી ઢાળ, સુપાત્ર દાન ફળ્યો તતકાળ દે.
દેવમુનિ શિષ્ય કહેરે રસાળ, રાજ્ય પામસે હવે ઉજમાળ દે. ૧૭

## દુહા

વડ હેઠે બેઠો રહે, ભીમશેન હવે રાય;
છ દિવસ તો વહી ગયા, સાતમો દિવસજ આય. ૧

મૃત્યુ પામ્યો તેહ દિને, તે નગરીનો નાથ;
રાજ પ્રજાને મંત્રવી, સહુએ હુવા અનાથ. ૨

પુત્ર નહી કોએ રાયને, જેહને દીજે રાજ;
સહુકો મળીને એમ કહે, પંચ દિવ્ય કરો સાજ. ૩

વાત સહુએ માની કરી, હાથી શણગાર્યો સાર;
પાણી કળશ ઉપર ધર્યો, વાજે વાજીત્ર સાર. ૪

ભમી કરી તે શહેરમાં, ગય નીકળ્યો બહાર;
વડ હેઠે તે આવીયો, આણી પ્રેમ અપાર. ૫

ભીમશેન બેઠો જીહાં કણે, ઢોળ્યો કળશ તે વાર;
પુણ્ય પ્રગટ હવે થયા, આગે સુણો અધિકાર. ૬

## ઢાળ ૧૨ મી.

કુંમર ભલે આવીયો એ. એ દેશી.

હાથણી કળશ નામ્યો જિશ્યેએ, તિણ અવસર તિણ વાર
ભલો દિન આજનો એ.
જયજય શબ્દ થયો ઘણોએ, હુવો હર્ષ અપાર ભલો. ૧

અધિકારી નર આવીયા એ, જયજય શબ્દ બોલંત ભ.
કર જોડી ઉભા રહ્યાએ, હૈડે બહુ હરખંત ભ. ૨

વસ્ત્રાભૂષણ બહુ ભાતનાંએ, પહેર્યા તિહાં રાજાન ભ.
માથે મુકુટ સોહામણો એ, કાને કુંડળ રતન ભ. ૩

ચામર ઢાળે ચીહું દિસે એ, મસ્તકે છત્ર ધરંત ભ.
રાજાને નયણે નિરખીએ, લોક બહુ હર્ષ ધરંત ભ. ૪

રાજા અશ્વ ઉપર ચડયોએ, ચાલ્યો નગર મઝાર ભ.
હયગય રથ પાયક તણોએ, પુંઠે અંત ન પાર ભ. ૫

પઇસારો મોટો કરેએ, મનમાં ધરીય ઉમેદ ભ.
આવ્યો નગરી સિદ્ધપુરીએ, સર્વજન ટળ્યા મન ખેદ ભ. ૬

સકળ નગર શિણગારીઓએ, આનંદ અંગ ન માય ભ.
ગોખ ઉપર ચડી ગોરડીએ, ઈણુ ગલી એકઠી આય ભ. ૭

રાજા નગર પધારિયાએ, હર્ખ્યાં બાળ ગોપાળ ભ.
ઘરઘર રંગ વધામણાએ, ભલે આયો ભુપાળ ભ. ૮

ચડત પ્રતાપ દેખી કરી એ, વૈરી નમ્યા તતકાળ ભ.
જોરાવર ઘણું જાલમી એ, ભીમશેન ભુપાળ ભ. ૯

નવ રંગ નેજા ફરહરેએ, પડે નગારે ઘાવ ભ.
મંદ નસેરી વાજે ભલી એ, નાદે અંબર ગજાવ ભ. ૧૦

રાજા મંદિર આવીયો એ, બેઠો તખ્ત તુરત ભ.
પ્રજા પાળે આપણી એ, ન્યાય તપાસ કરત ભ. ૧૧

દાન પ્રતાપે પામીયો એ, રાજ્ય રૂદ્ધિ અપાર ભ.
દુઃખ દોહગ દૂરે ગયા એ, વરત્યો જય જય કાર ભ. ૧૨

રાજા સુખ પામ્યો ઘણુંએ, બારમી ઢાળ મોઝાર ભ.
દેવમુનિ શિષ્ય એમ કહે એ, આગે સુણો અધિકાર. ભ. ૧૩

દુહા.

દાન તણા પ્રભાવથી, પામ્યો સુખ સલીલ;
મન વંછીત પૂરા થયા, દાન પ્રભાવે શીળ. ૧

જયજય કાર હુવો ઘણો, સિદ્ધપુર નગર મઝાર;
રાજા પ્રજા સહુ સુખી, હેડે હર્ષ અપાર. ૨
ભીમશેન ચિત્ત ચિંતવે, હું આપ પામ્યો સુખ;
દાન તણા પ્રભાવથી, દૂર ગયા સર્વ દુઃખ. ૩
નિજ પ્રધાન બોલાયને, રાજા કહે એમ;
વસંત પુરે જાઓ તમેં, હેડે ધરીને પ્રેમ. ૪
રાણી કુંવરને પુત્રીકા, જિનદાસ શેઠ તે સાર;
તેડી આવો તતક્ષણે, વેગે મ લાવો વાર. ૫

## ઢાળ ૧૩ મી. ખંભાતી મારૂણી રાગ.

રાજય પામ્યો કરકંડુ કંચનપુર તણો એ દેશી

ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે દેશી

રાય આદેશ લહી કરી રે, પ્રધાનજી તેણી વાર રે
હય ગય રહ પાયક સજીરે, સૈન્ય તણો નહિ પારરે. ૧
દાન થકી સુખ પામીયોરે, ભીમશેન ભૂપાળોરે;
દાન થકી દુઃખ આપદારે, દૂર ટળે તતકાળોરે. દાન. ૨
અનુક્રમે ચાલતા થકાંરે, વસંતપુર પ્હોચંતોરે;
રાણી કુંમરને જઈ મળ્યોરે, મનમાંહ ગહ ગહતોરે; દા. ૩
વાત માંડી સઘળી કહીરે, મુજને મૂકયો રાયોરે
રાજ પામ્યો સિદ્ધપુરીતણોરે, તમ તેડયા છે સુખ દાયોરે દા. ૪
પ્રધાનનાં વચન સુણી કરીરે, રાણીને રાજકુમારોરે
રાય તણી વળી પુત્રીકારે, જીણદાસ શેઠ ઉદારોરે દા. ૫
ચારે જણાને તેડીનેરે, પ્રધાન વળ્યો તતકાળોરે
અનુક્રમેં ચાલતાં આવીયારે, સિદ્ધપુરી સુ વિશાળોરે દા. ૬

વધામણિએ જઈ રાજનેરે, રૂડી વધાઈ દીધરે
રાણી કુંમરને શેઠજીરે, આવ્યા મહારાજ પ્રસિદ્ધરે દા. ૭
રાજા સુણી મન હરખીયોરે, તેડયા શેઠ તુરંતરે
સબળ સૈન્ય સજી કરીરે, હૈડે હર્ષ ધરંતરે દા. ૮
સહામો આવી કુટુંબને મળ્યોરે, હસ્તિ ઊપર બેઠો આપરે
પુત્રને શેઠ સાથે બેસીયારે, રાણીને પુત્રી રથે થાપરે દા. ૯
નગર ભણી સહુ ચાલીયારે, વાગે વાજીંત્ર ઉદારરે
નગર શણગાર્યો ખાંતથીરે, હૈડે હર્ષ અપારરે દા. ૧૦
નીજ પરિવાર લેઇ કરીરે, રાય નયરમાં આયરે
નૃપ પરિવારને જોવા ભણીરે, નરનારી વૃંદ આયરે દા. ૧૧
નયણે નિહાળી સહુ હર્ષિયારે, નૃપ આવ્યો નીજ દરબારરે
દેવ મુનિ શિષ્ય એમ કહેરે, તેરમી ઢાળમાં ઉદારરે દા. ૧૨

## દુહા

દરબારે આવ્યો સહી, રાજા લહી પરિવાર;
સિંહાસને બેઠો રાજવી, આગળ સોહે કુંમાર. ૧
જિણદાસને તિહાં કણે, નગર શેઠાઈ દીધ;
મોટાને ગુણ કીધાં થકી, શેઠ થયો પ્રસિદ્ધ. ૨
રાજા રાણી બેહુ મળ્યા, ભાંગ્યો મનનો શોક;
સુખ દુઃખની વારતા, બેહુ કહી ત્યજી શોક. ૩
રાણીને રાજા વળી, કુંમરી ને કુમાર;
સુખે સમાધે તીહાં રહે, ભોગવે સુખ સુખકાર. ૪
એમ સુખે રહેતાં થકાં, કાળજ કેટલો જાય;
રાજ્ય લેવા પોતાતણો, હવે કરશે ઊપાય. ૫

## ઢાળ ૧૪ મી. રાગ બંગાળો.

( કિસકે ચેલે કિસકે પુત. એ દેશી )

ભીમશેન વિચારે તામ, પોતાનો રાજ્ય લીજે અભિરામ રાજા કોપીયો.
એમ વિચારીને રાજા મન, ક્રોધ કરીને કંપતે તન રા. ૧

તતક્ષણુ તેડે પ્રધાન ને રાય, આવી આગળ ઉભો ઉછાય રા.
કેમ તેડાવ્યો મુજને સ્વામ, નૃપ સચિવને કહે તામ. રા. ૨

ચતુરિંગીણી સૈન્ય કરો તૈયાર, મા કરો વિળંબ થાઓ હુશીઆર. રા.
પ્રધાને સુણી રાય વચન, તેડયો સૈન્યપતિ હર્ષિત મન. રા. ૩

રાજાએ એહવી આજ્ઞા દીધ, સૈન્ય તૈયાર કરો પ્રસિદ્ધ. રા.
સેનાપતિએ તેણીવાર, સૈન્ય સકળ કીધ તૈયાર રા. ૪

ચાતુરંગીણી સૈન્ય સાથે લીધ, ચડયો રાજા નગારે ધાવ દીધ. રા.
લશ્કર ચાલ્યો પાણી જેમ પૂર, વૈરીને કરી નાંખે ચકચૂર રા. ૫

સિદ્ધપુરીથી ચાલ્યો સૈન, અવંતી નગરી આવ્યા રાજન રા.
નગરી બાહીર કીધો મેલાણુ, આવી મળિયા રાણો રાણુ રા. ૬

વૈરી રાજાને હુવો જાણુ, તે પણુ ચડયો સામો સુ વિહાણુ રા.
ભીમશેન સ્હામો ચડિયો સાર, દળબળ લેઈ નિજ પરિવાર રા. ૭

સનમુખ હુવા બન્ને શૈન, નિજ નિજ સર્વ કરી ચૈન રા.
ઘોડે ઘોડા ગજે ગજ રાજ, પાળે પાળાં અડયા રણુકાજ રા. ૮

હાથે ખડ્ગ ઝળકે સાર, ભાલા તણો તિહાં થાય ઝબકાર રા.
સનનન શબ્દ કરે ગોળી તે જાણુ, ખ: ખ: શબ્દ કરે કોક બાણુ રા. ૯

ગડડ ગડડ શબ્દ કરે તિહાં નાળ, તીર તિહાં તે વહે વિચાળ રા.
ક્રોધે કરીને કોપ્યા સાર, એક એકને નાંખે તે માર રા. ૧૦

સિંધૂરો રાગ થયો તેણીવાર, શૂરાને ચડયો શૂર અપાર રા.
કાયર હતા સૂભટ જેહ, દીશો દિશે નાઠાં તેહ રા. ૧૧
એણીપરેં કરતા સંગ્રામ, ભીમશેન જિત્યો અભિરામ રા.
વૈરી રાજા હતો જેહ, હથીઆર મૂકી નાઠો તેહ રા. ૧૨
ભીમશેન રાજા તેણીવાર, પોતાનો રાજ લીધો સુખકાર રા.
સિંહાસને બેઠો આવી રાજન, હર્ષિત હુવા સહુના મન રા. ૧૩
રાગ બંગાળે ચૌદમી ઢાળ, આપણો રાજ લીયો તે ભૂપાળ રા.
દેવમુનિ શિષ્ય કહે રસાળ, એકચિત્તે સુણો બાળ ગોપાળ. રા. ૧૪

## દુહા

રાજ્ય પામ્યો પોતાતણો, દાન તણે પ્રભાવ;
સજ્જનો સહુ આવી મળ્યાં, મળીયા રાણા રાવ. ૧
અવંતિને સિદ્ધપુરી તણો, પાળે દોય રાજ;
સુખ માંહી તે રહે સદા, સારે પ્રજાનાં કાજ. ૨
રાજ્ય સંપદાને ભોગવે, ગયો ન જાણે કાળ;
રાણી પુત્ર પુત્રીકા સહ, ભીમશેન ભૂપાળ. ૩
દાન દિયો ભવિયણ તુમેં, પારખીને સુપાત્ર;
આ ભવે સુખ પામસો, પરભવે નિર્મળ ગાત્ર. ૪

## ઢાળ ૧૫ મી.

અરણીક મુનિવર ચાલ્યા ગૌચરી. દેશી.

ભીમશેન રાજા રાજ પાળે સદા, દાનતણે પ્રભાવોજી
જિન ધર્મરે આરાધે શુદ્ધ મને, હેડે ધરીને ચાવોજી ૧

દાન સુપાત્રે શ્રાવક દીજીયેં, જિમ હોવે ક્રોડ કલ્યાણોજી
આ ભવે સુખરે સંપદા લહે, પરભવે પદ નીરવાણોજી. દાન. ૨

દાનતણા ફળ પ્રત્યક્ષ દેખીયા, ભીમશેન ભૂપાળોજી
ચારે ક્ષેત્રે ધન વાવરે ઘણું, હેડે હર્ષ વિશાળોજી દાન. ૩

સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, ચારે તિર્થ જેહોજી
ઉજ્વળ ભાવે મન શુદ્ધ કરી, નિત્ય નિત્ય પોષે તેહોજી દા. ૪

ઉળટ ભાવે દાન દિયે સદા, દીન દુઃખીને ઉધ્ધારેજી
અશુભ કર્તવ્ય છાંડી રાજવી, શુભ કર્તવ્યને ધારેજી દા. ૫

જીવ દયા યત્ને પાળે સદા, જૈન ધર્મને આરાધેજી
તપશ્ચર્યા કિરિયા ઘણી કરે, પંથ મુક્તિનો સાધેજી દા. ૬

દાન પ્રભાવેરે જગયશ વિસ્તર્યો, હુવો જયજયકારોજી
દાન પ્રભાવેરે દુઃખ દાળાદ્ર ગયા, સુખ પામ્યા શ્રી કારોજી દા. ૭

દાન પુણ્ય કરણી ઘણી કરી, ભીમશેન નરીંદોજી
ધર્મ આરાધીને તે સ્વર્ગે ગયો, પામ્યા પરમાણંદોજી દા. ૮

દાન થકી ભીમશેન રાજવી, પામ્યો સુખ ઉલ્લાસોજી
એણીપરેં દાન ભવિ દિયે જીકો, તે લહે લીલ વિલાસોજી દા. ૯

પૂજ્ય કૃષ્ણજી સાધૂ શિરોમણિ, સંઘ માંહે સિરદારોજી
આચાર માંહે મુનિવર ઉજ્વળા, નાંમ થકી જય કારોજી દા. ૧૦

ડહાપણ ગુણે કરી શોભતા, ડાઈયોજી સ્વામિ સારોજી
કુંવારી કન્યા તજી સંયમ લીયો, બાળ પણે બ્રહ્મચારોજી દા. ૧૧

તસ્ય શિષ્ય મુનિવર મોટકા, પરમ મહા વૈરાગીજી
સંયમ માર્ગ શુદ્ધ આદરી, છતી રૂદ્ધિનાં ત્યાગજી દા. ૧૨

તસ્ય શિષ્ય મહા મુનિરાજજી, તપ તેજે કરી દિણંદોજી
દેવજી સ્વામિ મુજ દાદાગુરૂ, હું પ્રણમું પય અરવિંદોજી દા. ૧૩
તસ્ય શિષ્ય મુનિવર મહાગુણી, વૈરાગ્યવંત ઉદારોજી
તળક સિંહ સ્વામિ મુનિવર મોટકા, ત્યજી દિયો સંસારોજી દા. ૧૪
તસ્ય શિષ્ય લાધોજી એમ કહે, સદ્ગુરૂને પસાએજી
ભીમશેન ચરિત્ર પૂરો કીયો, ભવિ સુણો ઉચ્છાએજી દા. ૧૫
સવંત અઠારે વર્ષે ઓગણ્યાસીએ, બીજા આસુ મુજારોજી
કૃષ્ણ પક્ષે તિથિ એકાદસી, શનૌ શોભે વારોજી દા. ૧૬
ચક્કાર ગ્રામે ચોમાસો રહ્યા, ત્રણ ઠાણા સુવિચારોજી
ભીમશેન ચરિત્ર કહ્યો ભલો, દાન તણે અધિકારોજી દા. ૧૭
ઢાળ પંદરમી પૂરી ઇહાં થઇ, પ્રથમ કીધો અભ્યાસોજી
પંડિત જન મુજ કૃતિ દેખીને, મતિ કરજો કોઇ હાંસોજી દા. ૧૮
કથાકોશ ગ્રંથમાં કહ્યો, ભીમશેન તણો અધિકારોજી
તેહ અનુસારે મ્હેં કહ્યો સહી, સુગુરૂ તણે આધારોજી દા. ૧૯
ભણતાં ગણતાં સુખશાંતિ હુવે, હુવે નિર્મળ દેહોજી
અધિકો ઓછો જે મેં કહ્યો વળી, મિથ્યા દુષ્કૃત તેહોજી દા. ૨૦

ઇતિ ભીમશેન રાજાનો રાસ પૂર્ણમ્. ૐ વીર:

સર્વ ગાથા ૩૦૧

શ્રીમદષ્ટ કોટી બૃહદ્ પક્ષીય (કચ્છીસંપ્રદાય) પંડિત પ્રવર ગચ્છાધિપતિ શ્રી પૂજ્યપાદ દેવજી સ્વામિ. તચ્છિષ્ય મહાન્ તપસ્વિ મુનિ પુંગવ શ્રી તલકસિંહ સ્વામિ. તચ્છિષ્ય મુનિશ્રી લાધાજી સ્વામિ. “ભીમશેન” રાસ કૃતં.

લિ. યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીનો શિષ્ય બાલમુનિ કૃપાચંદજી કચ્છી.

સ્વ. શ્રી. જ્ઞાનરવિસ્મારક ગ્રંથમાળા મણકો ૪ જો

શિયળવ્રત ઉપર

# શ્રી જિતારી રાજાનો રાસ



સંગ્રાહક :

યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામી (કચ્છી)

# પ્રસ્તાવના.

ત્રણે જગતમાં શીયલ (બ્રહ્મચર્ય)નો મહિમા અપાર છે. કારણકે–શીલવંત મનુષ્યનું શરીર નિરોગી અને સશક્ત હોય છે. મસ્તિષ્ક તેજદાર હોય છે. વળી શીયલવંત મનુષ્યને દેવતાઓ પણ નમસ્કાર કરે છે. એટલુંજ નહિં પણ શીયલવંત સ્ત્રીપુરૂષોના પ્રતાપથીજ સમુદ્રાદિક પોતાની મર્યાદા મૂકતા નથી.

વૈદ્યકશાસ્ત્ર તો કહે છે કે શીયલવંત મનુષ્યને કોઇ જાતનો રોગ (કર્મ જનિત વિના) બીલકુલ થતો નથી.

આપણા હિન્દુસ્તાનમાં ઋષિ મુનિઓ તેમજ સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ પણ શીયલથી પ્રખ્યાત થએલાં છે એવા દૃષ્ટાંતો ઘણા છે. શીયલથી ગમે તેવાં કષ્ટો–દુઃખોનો નાશ થઈ જાય છે. જિતારિ રાજાની પેઠે.

પહેલાં કદાચ પૂર્વ સંચિત કર્મોદયથી દુઃખો ભોગવવાં પડે; પણ આખર તો શીયલવંત મનુષ્ય તે દુઃખોનો સહેલાઈથી અંત કરી શકે છે. સાચું ચારિત્ર્ય પણ તેનેજ કહેવાય ! વળી શીયલ વિષેના અનેક ગ્રંથો છે. તે વાંચતી વખતે થોડો વખત એમજ થાય જે શીયલ પાળવું જોઈએ. એવી અસર થાય છે અને એ અસર કાયમની જો ટકે છે– તો તે માણસ જરૂર દ્રવ્યે અને ભાવે નફો મેળવી શકે છે.

આ રાસ એક જૂની પ્રત મળેલ હતી તે ઘણી અશુદ્ધ હતી તેમાંથી સુધારીને આ લખેલ છે. ભાષા મૂળગી રાખેલ છે. ધ્યાનપૂર્વક શુદ્ધ કરવા છતાં પણ અશુદ્ધ રહેલ હોય તે વાચકે સુધારીને વાંચવું.

જૂની કૃતિ નાશ ન પામે તેટલા માટે આ પ્રયાસ કરેલ છે. ઇતિ.

લિ. યુવાચાર્ય મહારાજ શ્રી વિનયચંદ્રજી સ્વામિનો શિષ્ય
બાલ મુનિ કૃપાચંદજી કચ્છી.

# શ્રી જિતારિ રાજાનો રાસ.

## દુહા.

પ્રાત: ઉઠી પ્રણમું સદા, શ્રી જિન પાસ જિણંદ;
તાસ પસાઈં પામીઇં, સુખ સંપત્તિ આણંદ. ૧

મતિ સમરૂં હું સરસ્વતિ, આપે અમૃત વાંણ;
શીશ નમાવું નિજ ગુરૂ, ગુણ મણ કેરા ખાણ. ૨

સાધ તણાં ગુણ ગાવતાં, કાયા નિર્મલ થાય;
કુમતિ હરે મતિ સંપજે, કલહ દુ:ખ વરિ પૂલાય. ૩

દાન શીયલ તપ ભાવના, શિવપુર મારગ ચાર;
શીલ તણાં ગુણ વરણવું, જે જગ માંહિ સાર. ૪

જીતારી નૃપની કથા, અતિ સુંદર સુખકાર;
અતિ કરણ મન મેલવી, સાંભલજો નરનાર. ૫

કુંણ દેશે કુંણ પુર હુઓ, કિમ ગ્રહ્યો સંજમ ભાર;
નારી પાંચસેં પરહરી, તે સુણજો અધિકાર. ૬

## ઢાળ ૧ લી. રાગ મલ્હાર

કોયલો પર્વત ધૂંધળોરે લાલ. એ દેશી.

જંબૂદ્વીપનાં ભરતમેં ઈ લાલ, દેશ પૂર્વ અભીરામરે; પુર પ્યારો લાગે
પ્યારો લાગે અતિ ઘણો લાલ, દીઠા મન અભીરામરે પુ.

ભૂમંડળ પુર દીપતોરે લાલ, અલંકાપુરી સમ ઠાંમ રે પુર.
નીરખતાં હરખ માવે નહિ રે લાલ, એહવી નગરી અભીરાંમરે પુ. ૨

નદી વહે પુર પાંખતી રે લાલ, સીયલા સીતલ નીરરે પુર;
નરનારી પાણી પીવે રે લાલ, જલ જેવો ગો ખીર રે પુ. ૩

કૂપ સરોવર અતિ ઘણાંરે લાલ, વ્યાપી તણો નહી પાર રે પુર
વન વાડી ઈં સોભતો રે લાલ, પુર દીસ્યે સિર તાજ રે પુ. ૪

ચિહું દિસ ખાઇ અતી ભલીરે લાલ, વિચમેં કોટ ઉદારરે. પુર
ચઉં દિસે ઉંચા બારણા રે લાલ, ચોરાસી બજારરે પુ. ૫

હાટની શ્રેણી નીકી બણીરે લાલ, નીકો કહી ઈં ચોક રે પુર
દેશદેશનાં તિહાં કણે રે લાલ, આવે બહુલા લોકરે પુર ૬

જવહર વેંચે જવેહરી રે લાલ, નાણાવટી વલી હાટરે પુર
દોસી હટ વેંચે લુગડાં રે લાલ, કે સૂતર કે પાટ રે પુર ૭

ચ્યારે વર્ણ સુખીયા વસેરે લાલ, નિજ નિજ ધર્મ કરંતરે પુર
નિઈતિ નિર વહે તિહાં રે લાલ, કોઈ ન કરે અનીતરે પુ. ૮

પાસ મારિ દીસે નઈ રે લાલ, કંબારી બંધ લહાય રે પુર
તાડણી ઘડીયાં કહે રે લાલ, દેવલ દંડ કહાય રે પુર ૯

શિવદેવલ દિશ્યે બહુલાં રે લાલ, ઉપાસરાની ઓલ રે. પુર
મુનિવર દે ઉપદેસજીરે લાલ, શ્રાવક સુણે દલ ખોલરે પુર. ૧૦

ભૂપતિ શ્રી ધરમાતમાંરે લાલ, જિતારી ભૂપાલ રે પુર
દેસ દેસે જસ જગમગેરે લાલ, ખટ દર્શણ ગોપાલ રે પુર ૧૧

પદ્માવતી આદેં કરી રે લાલ, પંચસેં સ્ત્રી ભરતાર રે પુર
સર્વ સુલક્ષણ સોહતિ રે લાલ, અપછરને અનુંહારરે પુર ૧૨

કામ ચલાવે રાજનો રે લાલ, ચાર બુદ્ધિ સાર રે. પુર
નામેં સુબુદ્ધિ પ્રધાન છેરે લાલ ગુણે કરી શ્રી કાર રે. પુર ૧૩

ઢાલ પહેલી પૂરી થઇ રે લાલ, પુર વર્ણવની સારરે. પુર
રૂષિ ભીમજી શિષ્ય ઈમ ભણેરે લાલ, મીઠો છે અધિકારરે. પુ. ૧૪

## દુહા.

રાજાને રાણી ગણી, પાંચ સયાં પરીવાર;
રૂપ ગુણે કરી આગલી, સર્વ કલા ગુણ ધાર. ૧
વટ લાગી એક રાયને, છાંડી નહિય લિગાર;
પરણે તિવારે વાસો દીયે, વલતિ ન પુછે સાર ૨
વજિર કેવરાવે નવે, માંને નહિ નર રાય
હઠ પડયો હો ભૂપનો, તાંણી પણ ન કહાય ૩
તંબોલીની દીકરી, લીલાવંતી તસ નાંમ
આવેરે એક રાણી ઘરે, પાન લેઈ અભિરાંમ. ૪
પાન મેલ્યાં રાણી કને, તવ મૂકે નિસાસ;
લીલાવંતી પુછે તદા, રાણી કેમ ઉદાસ. ૫
રાજા પ્રશ્ન સાંભલે, બેહુ જણીની વાત;
શ્યું કેશ્યે એ સુંદરી, જોઉં એ અવદાત. ૬

## ઢાળ ૨ જી.

કોઈ લો પર્વત. એ દેશી.

રાણી ઇણી પરેં ઉચરે રે લો. સાંભલી તું મુજ દુઃખરે, સહેલી
મન મલતાં તુજને કહું રે લો, સરજ્યાં લહી ઈ દુઃખરે. સ. ૧
રાણી ઇણી પરેં ઉચરેરે લો, આણી મન ઉલ્હાસ રે. સ.
સુખ દુઃખકીરી વાતડીરે લો, શ્યું કહું તુંમને ખાસ રે. સ. ૨
કાંઇ વિધાતા હું નિર્મલી રે લો. કાંઇ ધરી મો પેટ રે. સ.
કાંઇ આવી મોટી થઇ રે લો, એ દુઃખ પામી કાં મેટરે સ. રા. ૩

સોઈ સોહાંગણી ગણી ઈંરે લો, જેહને વશ ભરતાર રે સ.
સોઈ નારી સરાહી ઈં રે લો, સોઈ ધન અવતારરે સ. રા. ૪

નયન નીહાલી જોવે નહી રે લો, બોલ્યાનો શ્યું લાગ રે સ.
એક સરીખો જાણી ઈં રે લો, પંચસયાનો ભાગ રે સ. રા. ૫

લીલાવંતી વલતી ભણેરે લો, તુમે દીસો સહુ રાંકરે સ.
મો સરખી હુઈ કાંમનીરે લો, તો રાયનો કાઢું વાંકરે સ. રા. ૬

પારકી વસ્તુજ આપણીરે લો, કરતાં કેહી વારરે સ.
આપણીનો કરવો કિસ્યૂરે લો, ઇહાં નહી કોઈ વિચારરે સ. રા. ૭

જિમ તુમેં રાજાને ઘરેરે લો, તિમ હું થાઉં ઘર નારરે સ.
હાથ જોડીને ઉભો રહે રે લો, કરૂં સોઇ પ્રકારરે સ. રા. ૮

ઠીકરા માંહી ઘાતીનેરે લો, ચોલીને વલી તેલરે સ.
હું ખવરાવું ભૂપનેરે લો, પગ ધોવરાવું હેલરે સ. રા. ૯

ચટકો લાગો ભૂપનેરે લો, વયણ સુણીને એમરે સ.
સૂરપણું સહી એહનેરે લો, એહવો વચન કહે કેમરે સ. રા. ૧૦

ભૂપ આયો નિજ મંદિરેરે લો, મનમાંહી દીલગીરરે સ.
કોય આગલ ન પ્રકાશીયોરે લો, ભૂપ અતિ મોટો ગંભીરરે.સ.રા. ૧૧

ઢાલ બીજાપેં સુંદરૂરે લો, ઢાલમેં ઢાલ રસાલરે સ.
રૂષિ ભીમજી ઇમ કહેરે લો, વચન સાલે જિમ સાલરે સ. રા. ૧૨

## દુહા

પ્રાતઃ ઉઠીને ભૂપતિ, આણી મનસું સનેહ;
મંત્રી સુબુદ્ધિ મોકલે, તંબોલીને ઘેહ. ૧

દૂરથી દીઠા આવતાં, ઉઠયો ઉલટ આણ;
કરી સલાંમ ઉભો રહ્યો, મધૂરી બોલે વાણ. ૨

ધન્ય દિન ધન્ય વેલા ઘણી, ધન્ય મુજય જન્યમ પ્રમાણ
રાજ પધાર્યા આંગણે, સફલ ફ્લ્યો સુવીહાણ. ૩

કામ પ્રકાશો સ્વામીજી, તે કીજે તત્કાલ
મંત્રી કહે તુમ પુત્રીકાં, પરણાવો ભૂપાલ. ૪

સુણી સુંદર વલતો ભણે, સાંભલ તું મંત્રીશ
નીચ મારગની પુત્રીકા, કિમ પરણુસે ઈશ. ૫

મંત્રિ કહે સુંદર પ્રતી, દેશમાં તું જોય
રૂડી વસ્ત જે નીપજે, તે રાજાની હોય. ૬

વ્યાહ થાપ્યો તિહાં મંત્રવી, આવ્યો રાજા પાસ
વાત સહુ માંડી કહે, પામ્યો ભૂપ ઉલાસ. ૭

## ઢાળ ૩ જી.

નાયકાની દેશી.

પ્રહઃ સમેં રાય ઉઠીયોરે લાલ, વાગા તુર નિસાણરે રાજનજી.
લગણ દિઠો વર જોતકીરે લાલ, જે જોતિષનાં જાણરે. રા. ૧

લીલાવતી વરે વેગસુંરે લાલ, જેહવી ચંપક વેલરે રા.
માન સરોવર હંસલીરે લાલ, ચાલી ગજ ગતિ ગેલ. રા. લી. ૨

અશ્વ ચઢયો વર ભૂપતિરે લાલ, ચાલ્યો ગજ ગતિ ગેલરે રા.
પરણવા ચાલ્યો ઉતાવળોરે લાલ, વાજા તણી બહૂ ઘેલરે રા. ૩

કાને કુંડલ ઝગમગેરે લાલ, ચંદ સૂરજની જોડરે રા.
ઝલકે હોડા હોડીરે લાલ, કુંણ કરે દુજો હોડરે રા. ૪

કેસરીએ વાઘે બન્યોરે લાલ, શ્રીફલ લેઇ હાથરે રા.
સુંદરને ઘરે આવીયોરે લાલ, લારે બહુલો સાથરે. રા. ૫

તોરણ બાંધ્યો વેગસ્યુંરે લાલ, સાંધી વેલા તંતરે રા.
લીલાવંતી પરણી તિહાંરે લાલ, સકલ કલા ગુણવંતરે રા. ૬

લીલાવંતી લેઇ આવીયોરે લાલ, ભૂપતિ નીજ આવાસરે રા.
મહેલ આપ્યો રહેવા ભણીરે લાલ, જિહાં છે તેજપ્રકાશરે રા. ૭

સોલ શ્રૃંગાર સજી કરીરે લાલ, ખુબ બનાવ્યો વેશરે રા.
ચતુરાઇસું સંચરીરે લાલ, પીઉ મંદિર સુવિશેષરે, રા. ૮

આદરમાન દિધાં ગણારે લાલ, સ્નેહ વચન સુપ્રકાશરે રા.
સુઘડપણો દેખી મોહીયોરે લાલ, કીધો ભોગવિલાસરે. રા. ૯

તવ લીલાવંતી એમ ભણેરે લાલ, ઉંધી રાજારી રીતરે રા.
પરણતી વેલા વાસો દીયેરે લાલ, વળી તે ન આંણે ચિત્તરે રા. ૧૦

પલેં બાંધી રાવલેરે લાલ, માતાપિતા નિજ જાયરે રા.
પરણતી વેલા તુમેંારે લાલ, વલતી ઘોડ્સકાયરે. રા. ૧૧

નીસાસો નારી તણોરે લાલ, મોટા લીઈ ન કોયરે રા.
જે લિઇ તો તેહનેરે લાલ, ભલીવાર ન હોયરે. રા. ૧૨

સુગણ પુરૂષ ઘોડો કહેરે લાલ, મનસું આણે ગ્યાનરે રા.
કે છીલર બગ સારખારે લાલ, કેઈ નર હંસ સમાનરે. રા. ૧૩

રીસ મ કરજો કહ્યા ભણીરે લાલ, મોટા રાખે વિચારરે રા.
આસંગાયત જે કરેરે લાલ, તે કહેશે સો વારરે. રા. ૧૪

અબલા સેંતી એવડોરે લાલ, જોર પહુચાઉ કોયરે રા.
માટી પણો હુવેં ઘણોરે લાલ, વીસ બોલી વરો જાય. રા. ૧૫

રાજા કહે સુણુ કામનીરે લાલ, વીસબોલી કુંણ હોયરે.
સુણુ પ્યારીરે.
કુણ દેશેં કુણ પુર વસેરે લાલ, વાત કહો મુજ સોયરે સુ. ૧૬
વિભ્રમ લાગો ભુપનેરે લાલ, વીસ બોલી ધરે ધાંનરે રા.
ધાંન ન ખાઈ ભૂપતિરે લાલ, ચિંતા કરે અસમાનરે રા. ૧૭
કહિ રાણી જાણું નહિરે લાલ, તેહ તણો અવદાતરે રા.
કુણ રાજાની દીકરીરે લાલ, કહિં એક સુણિ મેં વાતરે. રા. ૧૮
ઢાલ ત્રીજી પૂરી થઈરે લાલ, દેશી કેદારા સારરે રા.
રૂષિ ભીમજી શિષ્ય ઈમ ભણેરે લાલ, કહું આગલ અધિકારરે.રા. ૧૯

## દુહા

કહે મંત્રી સુણુ રાજીયાં, ચિંતા મ કરો લગાર;
ખબર કરૂં થોડે દિને, તો મુજ બુદ્ધિ સફર. ૧
સત આદર સંતોષ કર, ચિંતા કિયાં સુ થાય,
બલ નાશે ચિંતા કીયાં, ગ્યાંન ગાંઠી કોં જાય. ૨
એમ કહી ડેરે આવીયો, પરકાસે નિજ બુધ,
પરદેશીનેં પુછતાં, નિશ્ચે લહિઈ સુદ્ધ. ૩

## ઢાળ ૪ થી.

### હમીરીયાંની દેશી.

મંત્રી તવ બુદ્ધિ કેલવે, બુદ્ધિ સીજે કાજ. સુગણજી
બલપેં બુધિ આગલિ, બુધ્ધે લીજે રાજ. સુગણજી. મં. ૧
સસલે સિંહ નિપાતીયો, ઉગાર્યો બ્રહ્મ દત્ત સુ.
બુદ્ધિ વિન્યાં રાવણતણો, રાજ ગયો નિસંત. સુ. મં. ૨

માંડવીયા બોલાવીયા, જે ચુકવે નીત દાંણુ સુ.
હેત આણીને તેહસું, બોલે મધુરી વાણુ. સુ. મં. ૩

વ્યાપારી પરદેશરા, આવે એથ વૈપાર સુ.
સન્યાસી જોગી જતી, કડી કાપડી વીણુઝાર સુ. મં. ૪

દૂત આવે જે દૂરથી, વલી જંદા દરવેશ સુ.
એ આદે આવે જિકે, તેહને પુછો વિશેષ સુ. મં. ૫

માંડવીયા પુછે ઘણુંરે, ખબર કહિં તસ કોય સુ.
રાજા થાએ દુબલો, ચિંત્યા તુર સબ હોય સુ. મ. ૬

એહવે એક ધીજ આવીઓ, બૂઢો જજ્જર દેહ સુ.
ટુટા ફાટા ખાસડાં, ઉડી અતિ ગણિ ખેહ સુ. મં. ૭

લાઠી કરમેં ખોખરી, કેડથી વલીયો જેહ સુ.
લોક હસીને ઈમ કહે, સું ખોયો કહો તેહ સુ. મં. ૮

બુઢો ધિજ વલતો ઈમ ભણે, ખોયો જોવન રત્ન સુ.
તિણેં નિહાલું હું સહિ, કરતા ગયો જત્ન સુ. મં. ૯

માંડવી આયો ચાલકે, આસિરવાદ પ્રકાસ સુ.
માંડવીયા કહે કિહાં થકી, આવ્યા દેવ ઉલાસ સુ. મં. ૧૦

સિંધુ દેશથી આવીયા, સિંધલપુર છે જેથ સુ.
થાકાં કહે જજમાંનજી, આવ્યા દેવ ઉલાસે એથ સુ. મં. ૧૧

રાજ કરે તિહાં રાજીયો, રૂષભાગદત્ત તસ નામ સુ.
તસ પટરાણી સુંદરી, પુફાવતી અભિરામ. સુ. મં. ૧૨

તેહની કુંખે ઉપની, રૂપાવતી સિરદાર સુ.
વીસ બોલી બીજો કહ્યો, નામ ઉલાપન સાર સુ. મં. ૧૩

એહ જાણું વારતા, અવર જાણું ન વીર સુ.
માંડવીયા તેડી આવીયા, મંત્રીશર કેરે તીર સુ. મં. ૧૪
મંત્રીસરિઈં ધીજ પુછીયો, સયલ કહ્યો વીરતાંત સુ.
ભોજન મીઠાં કરાવીયાં, દીધા વસ્ત્ર અતીત સુ. મં. ૧૫
ચોથી ઢાલ એ જાણજો, સુણતાં અમીય સમાણુ સુ.
રૂષિભીમજી શિષ્ય ઈમ કહે, સાંભલજો ચતુર સુજાણુ સુ. મં. ૧૬

## દુહા.

મંત્રીશર આવ્યો તદા, રાજા કેરે પાસ;
વાત સકલ માંડી કહી, પામ્યો ભૂપ ઉલાસ. ૧
ચિંતા નાહી હવે દિશેં, આણંદ ઉપનો ચિત્ત;
ઉપગારી સિર સેહરો, તું મુજ સાચો મીત્ત. ૨
વીસઓલીને પરણવા, કરી ઉતાવલો સાજ;
મનસું કરે વીચારણાં, કેહને સોંપુ રાજ. ૩

## ઢાળ ૫ મી.

હરીયાની દેશી.

રાજ સોંપી મંત્રીશને, ચાલ્યો પૃથવી નાથરે; કુંમરી મનવસી.
મનવસી ચિત્ત ઉલ્હસી, જાગ્યો તેમ નેહરે કુંમરી. ટેક.
મારગે જાય ઉતાવલો, લેઇ છો છો સાથરે !કુંમરી મનવસી. ૧
જલથલ વેગ ઉલંઘતો, કિહાં વસતી કિહાં રાંનરે કું.
અટવી નવ નવ છોડતો, કુંમરીનો મન ધ્યાનરે કું. ૨
સિંહ સાવજ તિહાં ઘણાં, શબ્દ કરે વિકરાલરે કું.
ચિત્રક સાંબર રોઝડા, દીસ્યે બહુલા શ્યાંલરે કું. ૩

ભુતપ્રેત હુહુ હસે, ડાકર મારે ફાલ રે કું.
સાહસીક બીહે નહિં, ચાલ્યો જાય ભુપાલરે કું. ૪

જે મલે તેહને પુછતો, પંથ વધે નરેશરે કું.
ઈમ કરતાં દિન કેટલે, આવ્યો સિંધુ દેશરે કું. ૫

નગર મનોહર મન હરે, બાર જોયણુ સુવિસાલરે કું.
નામેં સિંધુપુર નીલો, દીસે ઝાક ઝમાલરે કું. ૬

સન્યાન કર્યો સરોવરે, બેઠો કરે હો વિચારરે કું.
ઉત્તરવો કિહાં કણે, દેખી સુંદર ઠારરે કું. ૭

પુછી આવ્યો પાધરો, રૂષમણી માલણ ગેહરે કું.
સાહમી આવી પ્રેમ સું, આણી મનસું નેહરે કું. ૮

ભલેં પધાર્યા આંગણે, સૂરતરૂ સમ એહરે કું.
દર્શણ દીઠો રાવલો, દુધે વૂઠા મેહરે કું. ૯

બેનડ કરી સ્થાપી સહી, ગરજ મીઠી સહુ આપરે કું.
ગરજ સમેં સહુકો કહે, ગદહડાને બાપરે કું. ૧૦

ઢાળ પાંચમી અતિભલી, હરીઆ કેરી જાંણરે કું.
રૂષિ ભીમજી શિષ્ય ઇમ કહે, માલણ ગુણની ખાંણરે કું. ૧૧

દુહા

રૂષમણીસ્યું કહે ભુપતિ, સાંભલ ભગની વાત;
રૂષમંગલ રાજા ઘરે, સુત કેતા સુવિખ્યાત. ૧

વિનય કરીને વિનવે, નંદન બાર અનુપ;
તે ઉપર કુમરી હુઇ, રૂપવંતી રૂષિરૂપ. ૨

ગુણ નીપન બીજો સહી, વિસબોલી તસ નાંમ;
વિસ બોલ નર જે કહે, તેહને વરે અભિરાંમ ૩

એક દંડે રહે માલીએ, બીજો કોઈ ન જાય;
ધાય જાય કેઇ હું સહી, બીજા વીપજ થાય. ૪

હું જાઉં તસ મંદરે, લેઈ ફુલની માલ;
એહવો રૂપ કીહાં નહિં, સાંભલ તું ભૂપાલ. ૫

## ઢાળ ૬ઠી

ગલીયામાં સાજન મલ્યા. દેશી.

વાસુકી જીત્યો વેણીયે બાંધવીયાલાલ, સોમવદન સુખકારરે. બાંધ.
નયણ કમલની ઉપમાં બાંધ. કીરસમ નાસકા ઉદારરે રાજનજીલાલ. ૧

કર જોડી રૂપમણી કહે બાંધ. એ સમ અવર ન કોયરે રા.
એક જિંહાઈ કિમ કહું બાં. ઇંદ્રાણી રૂપ જોય રે રા. ક. ૨

સર્વ અવયવ શોભતાં, બાં. તનું લક્ષણ સુવિશાલરે રા.
એ કુંમરીને પરણવા બાં. આવ્યા મોટા ભૂપાલરે રા. ક. ૩

મોટા પરણવા આવ્યા ગણાં બાં. કુમર કુમાર અનેકરે રા.
ચઉદસેં પુન્યમ દિને બાં. આંખે આવે સા વિવેકરે રા. ક. ૪

સહુ કો મિલી ઉભા રહે, બાં. કુંમરી પુછે બોલ વીસરે રા.
ઉત્તર દેવે તેહને બાં. કોય ન આણે રીસરે રા. ક. ૫

પુછયો ઉત્તર નવિ દીએ બાં. તે પડી હથીયા મુજારરે રા.
કેતાઈ દુઃખ દેવે તિહાં બાં. રાજા રાજકુમારરે રા. ક. ૬

ઈમ સુણીને ઉમહ્યો બાં. ભૂપતિ ભવ જીવારરે રા.
માલણ ઘરથી નીકળ્યો બાં. આવ્યો મેલા માંહી સારરે રા. ક. ૭

પુન્યમ દિન આવે થકે બાં. કુમરી બેઠી આવી ગોખરે રા.
પુછયાં ઉત્તર દિયો રા. કોય મ ધરજો રોષરે રા. ક. ૮
વીસ બોલ કુમરી કહ્યા રા. ઉત્તર ન આવ્યો કોયરે રા.
ધકા દેઈને તેહને રા. ભાગસી દીધો સોયરે રા. ક. ૯
છઠી ઢાલ ભાંખી ભલી રા. ભૂપ પામ્યો અતી દુઃખરે રા.
રૂષિભીમજી શિષ્ય ઈમ ભણે, બાં. આગલે હોશ્યે સુખરે રા. ક. ૧૦

## દુહા.

લીલાવંતી ચિત્ત ચિંતવે, કરવો કવણ પ્રકાર;
રાજાજી પરણ્યા તણી, કુણ કહેસે સમાચાર. ૧

## ઢાળ ૭ મી.

વ્હાલો મારો અર્ણક દીઠો કીહાંરે-દેશી.

( વીર કહે ગૌતમ સુણો-દેશી )

લીલાવંતી રાણી દૂત મોકલે, પરછન ભલો એકરે
ચરાચરિત્ર જોવા કારણેરે, આણી મનશ્યું વિવેકરે. લીલા. ૧
દૂત ચાલ્યો તિહાં વેગશ્યુરે, આયો સિંધુ દેશરે
પંથે ઢીલ દૂત કાં કરીરે, કર્યો સિંધુલ પ્રવેશરે. લીલા. ૨
પૂરવ દેશનો રાજીયોરે, જિતારી તસ નામરે
આવી પડયો બંધમેં ઈહાંકણેરે, લોક વાત કરે ઠાંમોઠાંમરે. ૩
વિસ બોલ પુછાં કુંમરીરે, આવ્યા નહિ તેણે માટરે
એહવી સુણી દૂત વારતારે, ફરી લીધી વાટરે લીલા. ૪
દૂત આવ્યો તત્ક્ષણ સહીએ, રાણીને કીધો સલામરે
માંડી વાત કહી સવિ પાછલીરે, જે સુણીથી તે તામરે. લીલા. ૫

દૂત મુખે ઈમ સાંભલિરે, તેડી પોતાની ધાયરે
ઘર ભલામણ દેઈ તેહને, હવે કુંણ કરી ઉપાયરે લીલા. ૬
નારી વિસ તજી કરીરે, કીધો નરનો વેશરે
અમર કુંમર નામે રૂપે ભલોરે, આવ્યો સિંધુલ દેશરે લીલા. ૭
ખવાસ એક રૂપે ભલીરે, સાથે લીધી તેહરે
સિંધુલપુરમાં આવ્યા ધસીરે, જિહાં વીસબોલી રહે જેહરે ૮
રાગરંગ અધકી કલારે, ચતુરાઈનો ગેહરે
રાજકુમરી રાજ્યામિલ્યા ગણોરે, તિહાં આવ્યો ધરી નેહરે ૯
ઢાળ સાતમી એ થઈરે, સારંગ રાગે ખાસરે
રૂષિ ભીમજી શિષ્ય તેજમુનિ ભણેરે, વલી કહેશે ઉલાસરે ૧૦

## દુહા.

પુન્યમને દિને કામની, આવી ઝરૂખે આંહી;
જાણે ચમકી વીજલી, કાલા વાદલ માંહી. ૧
દેખી રાણા રાજીયાં, મનાવે નિજ દેવ;
એ કુમરી જો પામીયે, કીધી હોય પ્રભુ સેવ. ૨
કુમરી કહે બોલ વીસનો, કુણ ઉત્તર દેશી મુઝ;
અમર ભણે સુણ ભાંમની, હું ઉત્તર દેઉં તુજ. ૩

## ઢાળ ૮ મી

બીંદલીની દેશી.

અમર કુમર ઇમ ઉચરે વીસ બોલ ચિત્ત ધારરે;
રંગરસ ભિની કાંમની,
એક અલખ તું જાણજે, બીજો નયણ દો સારરે. રંગરસ. ૧

ત્રિજૈં તો ત્રિભુવન કહ્યાં, ચઉકે વેદનાં નાંમરે રંગ.
પાંચેપાંચ પાંડવ સહી, ખટ મુખ કાર્તિક સામરે રંગ. ૨

સાતેસાત રૂષિભણું, આઠમેં અનલ જગિસરે રંગ.
નવમે બોલેં નવ નીધાંનજી, દસમેં રાવણ સીસરે રંગ. ૩

રૂદ્ર અગિયાર પરગટયાં, બાર સરોવર માંનરે રંગ.
તેરમો તેર ભમરભલા, ચૌદમેં ચૌર નર વખાણરે રંગ. ૪

પનરમેં બોલે લોકમાં, પનરે તથ અમોલરે રંગ.
સોલમેં નિશ્ચે હું કહું, ચંદ તણી કલા સોલરે રંગ. ૫

સતર ભખ ભોજન સુણ્યાં, ભાખ્યાં પુરાણ અઢારરે રંગ.
ઓગણીસમી તું વલહી, વીસમો હું ભરથારરે રંગ. ૬

ઈણ મુજને ઉત્તર દીયા, એ કોઈ પુરૂષ રત્નરે રંગ.
માય બાપસું ઈમ કહે, ઈણ મુજ વીંધ્યો મનરે રંગ. ૭

અંતર હરખી કુમરી, ઘાલી ગલામાં માલરે રંગ.
ઈણ ભવ તો ઈહ વાલહો, બીજો જંપુ ન આલરે રંગ. ૮

ઢાલ અનોપમ આઠમી, સુણતાં ઉપજે નેહરે રંગ.
રૂષિ ભીમજી શિષ ઈમ કહે, કુમરી બાંધ્યો નેહરે રંગ. ૯

## દુહા.

રૂષમાંગદ તવ ભૂપતિ, મલીયો બાહ પસાર;
ઘર બેઠેહી આવીયો, જમાઈ સીરદાર. ૧

મુજ પુત્રીવર મુદ્રિકાં, એહ જડયો ઉપર નંગ;
આલસુ ઘર આવી સહી, ઘર બેઠાંહીં ગંગ. ૨

વાજાં વાજ્યાં હરષનાં, સહુ મન થયો રંગ રોલ;
ભાંમની મલિ કરી સામતી, ગીતતણા કલોલ. ૩

ભૂપતિ તેડ્યા જોતષી, જાણે જોતીક ઠીક;
મહા સુદિ પાંચમ તણો, લીધો લગ્ન નજીક. ૪

## ઢાળ ૯ મી.

ખંભાતી સોહલાની દેશી.

નીર્મલ નિર છટકાવહે, સહીયાં સખિમોરી, માંડવડો રચ્યો ષાંતસુંહે
લીપ્યો ગુપ્યો ઉદારહે સ. સ. સોવન થંભ બહુ ભાતનાહે. ૧

પરણવા આવ્યો મોહલ માંહે. સ. સ. ચૌરી જીહાં છે દીપતિહે
સજી સોલે સણગાર હે, સ. સ. તતક્ષિણ આવી રૂપાવતીહે. ૨

હાલ મેલાવો કીધહે. સ. સ. બ્રાહ્મણ પાઠ ભણે સહીહે
અવીચલ જોડી હે, સ. સ. આસીસ દે વીપ્ર ઈમ કહેહે. ૩

વરત્યા મંગલ ચારહે. સ. સ. જયજયકાર સહુ કરેહે
લેઈ લાડી અમરહે સ. સ. જાંનીવાસે સંચરે હે ૪

નવમી ઢાલ રસાલહે સ. સ. સાંભલતાં સોહામણિહે
રૂષિ ભીમજી શિષ્ય ઇમ કહે સ. સ. ઢાલ સોહલાંની એ ભણીહે. ૫

## દુહા.

સેજ વીષે જવ સંચરી, રૂપાવતી વર નાર;
અમર કુંમર તવ દેખીને, ચિંત્યા કરે અપાર. ૧

ચતુરી ઇં ચિત્ત અટકલ્યો, સ્વામી કવણ પ્રકાર;
ઇણ વેલા ચિંત્યા કસી, સો ભાંખો સયલ વિચાર. ૨

માસ એકમેં મેં સહી, ગુરૂમુખેં વ્રત લીધ;
તિણે મુજ ચિંત્યા ઉપની, વાત એહ પ્રસીધ. ૩

વ્રત આરાધો કંતજી, વહી જાસે એક માસ;
ચિંત્યા નીવારો રાજીયાં, કરસાં લીલ વિલાસ. ૪

કપટ તણી ગત કુંણ લહે, કપટે વંછીત હોય;
શ્રેણીક પરણી ચેલણા, કપટ તણી બલે જોય. ૫

જમાઈનેં દાયજો, રાજા દીધો સાર;
પુત્રીને પેરામણી, કરે તે વિવિધ પ્રકાર. ૬

સસરાનેં કર જોડી કહે, એકદા અમર સિરદાર;
હું જાસું નિજ દેસડે, લેજો મુજ જુહાર. ૭

રૂષમાંગદ હઠ માંડીયો, કહે અમર નરેશ;
જઈ આવીસ થોડે દિને, કુંમરી રાખો વીસેસ. ૮

કુમરી કહે હું તુમ વિન્યા, દુર ન રહું ખીણ એક;
દોહેલી સોહેલી સામી પાસે, રહેસું આણ વિવેક. ૯

પરદેશીને પ્રાહુણો, તાણી ન કીજે નેહ;
આવે કાગલ ઉઠ ચલે, અંધી ગણે ન મેહ. ૧૦

## ઢાળ ૧૦ મી

ઇડર આંબા આંબલીરે. દેશી.

અમર કુમરને ચાલતાંરે, સસરો આપે આથ;
હાથી ઘોડા અતિગણાંરે, સુખ્યાસન વાહન સાથ. અમરજીહો.
જાએ આપણે દેશ, મુકણનેં સહુ જાય. અમરજીહો. ૧

ચતુરંગીણી સેન્યા અતિભલીરે, દાસીદાસ અપાર
અર્થ ગરથ આપ્યા ઘણુંરે, કહેતાં નાવે પાર અમર. ૨

હવે બેટીને બોલવતારે, માતાજી આપે સીખ
રૂડા રહેજો સાસરેરે, વલતા લખજો લેખ અમર. ૩

જનકતણો દરસન કરીરે; અવર માતાને પાય;
ભોજાયા સહુને ભેટનેરે, ભાયામિલી સુખ દાય અ. ૪

આદ ગુલામને ઈમ કહેરે, જે મેં દીધો દુઃખ
દાસી ધાય ખમજો તિકોરે, જે મેં ઉપાયો અસુખ અ. ૫

માતા રડતાં ઈમ કહેરે, સાંભલો મોરી માય
તુમ વિરહોં ન ખમી શકુરે, વહેલા મિલયો આય અ. ૬

પીહર કેરી ભૂયડીરે, ઘણું દોહલી મુકાય
રૂપાવતી સનેહે કરીરે, ડસ ડસ રોતી જાય અ. ૭

બંધ હતો જે કુંમરૂંરે, છોડાવ્યા સહુ કોય
જીતારી પણ છોડાવીયોરે, ચાકર રાખ્યો સોય અ. ૮

સીખ કરીને ચાલીયોરે; અમર રૂપાવંતી દોય
લસકર સેંતી પરવર્યોરે, મારગ જાઈં સોય અ. ૯

ઈમિ કરતાં દિન કેટલેરે, આવ્યો પૂર્વ દેશ
અમર ચિત્ત ચિંતવેરે, કરવું કિશું વિશેષ અ. ૧૦

ડેરા દેઈ તિહાં કર્યોરે, આપ થયો અસવાર
રમવાનેં મસેં નીકલ્યોરે, સાથે ન લીધી નાર અ. ૧૧

રૂપાવતીની પાખતીરે, મુકી પોતાની ખવાસ
જીતારીને સાથે કરીરે, દેખતો ફરે વનવાસ. અ. ૧૨

આપ બેઠો તરૂ છાહડીરે, ઝારી ભરી બહુ નીર
જીતારી નૃપને કહેરે; પગ ધોવો સાહસ ધીર. અ. ૧૩
ષપરમેં પગ ધોઈયાંરે, તિરષા વાધી જિવાર
હુકમ હોયતો સાહેબારે, ધોવન પીઉં સાર અ. ૧૪
પગ ધોવણ પીધા પછેરે, ભુખ લાગી કહે મોય
અમર કહે અશ્વ તોબરેરે, ચોલા હોય તો ખાય અ. ૧૫
ચોલા આપ્યા લેઈ ઠીકર માંરે, કહે લેઇસ વલી તેલ
જીતારી કહે રાજીઆરે, ચોલા તેલને મેલ અ. ૧૬
બોલ પાણી આપણોરે, ડેરે આવ્યો સ્વાંમ
અમર રૂપાવતી પ્રત્યેરે, વચન કહે અભિરાંમ અ. ૧૭
જેવી તું તેવી હું સહીરે, બેનું હોઈ આપ
કપટ પણું કરી મેં સહીરે, પરકાશ્યો તિહાં પાપ અ. ૧૮
જીતારી વર ભૂપતિરે, આપણને બેઉ ભરતાર
મનમાંહી તું જાણજેરે, મ કરીસ બહુ વિસ્તાર અ. ૧૯
પાંચસેં સોક છે આપણેરે, ચિંતા મ કરીસ લીગાર
વચન વાહ્યો મેં કંતનેરે, વીસ બોલી વરો નાર અ. ૨૦
એ કહી તુજનેં વારતારે, પ્રભુની કરે નીત સેવ
હું જાસું આગલ થકી, પ્રીત રાખે નીત મેવ. અ. ૨૧
ઢાલ દશમી અતિ ભલીરે, સારંગ રાગ સુજાર
રૂષિ ભીમજી શિષ્ય ઈમ કહેરે, તેજ મુનિ સુખકાર અ. ૨૨

દુહા.

જીતારો સું ઈમ કહે, તે મોહ્યો મુજ મન;
માગી સકે તો માગજે, હું થયો તુજ પ્રસન્ન. ૧

દીધા વાગા નવ લષા, આભર્ણું દીધ અપાર;
સોંપી નારી રૂપાવતી, પુન્યેં હુવે જયકાર. ૨

લસકર હુંતી નીકલ્યાં, અમર ખવાસ ઉમેદ;
બેઉ પ્રછન પણે નીસર ગયા, કોય ન જાણે ભેદ. ૩

આવી બેઠી મંદરે, ઉતાર્યો નર વેસ;
લીલાવતી હુઈ મૂલગી, જોવે વાટ નરેસ. ૪

જીતારી ભૂપતિ હવે, ફૂલ્યો અંગ ન માય;
ભુમંડલ કાગળ લખ્યો, મંત્રી બોલાવે રાય. ૫

સુબુદ્ધિ આવ્યો સાંમહો, લેઈ સાથ પંડુર;
બેઉ દલ થયા એકઠાં, આકાસે ઉડી ધૂર. ૬

આવ્યો નગર ઢુકડો, ગયા સુબુદ્ધિ માંહિ;
સાંમીલો કરે ખાંતસું, આણી મન ઉછાંહિ. ૭

## ઢાળ ૧૧મી

રૂષભ જિણંદ શ્યું પ્રીતડી. દેશી.

વાગાં જાંગી ઢોલડાં, વલી વાગાંહે,
ભેરી ન ફેરી કંસાલ
બહુત આડંબરે આઇઓ પુરધણીહે,
બેઠો સિંહાસને વિશાલ
ભવિયન ભાવ ધરી સુનો. ૧

સભા વિસરજી રાજીએ,
હવે આપે હો રૂપાવતીને મેલ
રમેજિમે દિનદિન પ્રત્યે, હવે એક દી હો,
આવે લીલાવંતીને મેલ ભ. ૨

લીલાવંતી ઉઠી ઉલટે, આણી પ્રેમજહે
કીધો તાસ સલામ
ભલે પધાર્યા કંતજી, આજ મેલેહે,
સાર્યાં વંછીત કામ. ભ. ૩

ભૂપ કહે લીલાવતી, થારે વચને હે
પરણ્યો વીસ બોલી નાર,
લીલાવતી કહે પ્રીતમાં, સોણોલીયોહે,
આજ મેં એક સાર. ભ. ૪

કરજોડીને વિનવું, તેનો સુણોહે,
કહું એહ વિચાર;
રાજા કહે લીલાવતી પ્રત્યે, કેવો સુણો હે,
કહે એહ વિચાર. ભ. ૫

સાહિબા સુતા હો સેજમાં, થા પરવારિહો,
જાઉં તુજ બલિહાર,
સાચો કે જુઠો જાણું નહિં, જેમ જોયું હે,
સોણો કહું ઉદાર. ભ. ૬

સોણા માંહી થે ગયા, સાહિબ સંઘ લહે,
સંઘલપુર વસાર,
રાજ કરે તિહાં રાજીઓ, સાહિબ નામેહે,
રૂષમગંદ સિરદાર. થાપર જાઉં વારણે ૭
વીસબોલી તસ નંદની, વીસ બોલહે,
પુછયા થાને રાજાન

ઉત્તર તેને આપ્યા નહિ, તુમે તેહનેહે,
તેણે નાંખ્યા બંધી ખાણુ. થા. ૮

અમર કુમર થાને છોડવ્યા,
વલી રાખ્યા ચાકર પાસ,
થા તિણુ ધોવરાવ્યા પગથાકને, થેં ધોયા હે,
ધોયા ષપરમાંહિ ઉલ્લાસ. થા. ૯

નિરખ્યા વ્યાપારી સ્થાન ઈસા, વલી ખાધોહે,
જાણું ઠીકરમાં મેલ,
ષપરામાંહિ ઘાલી વાવર્યાં, થા ભૂખ્યાંહે,
ચોલા ને વલી તેલ. થા. ૧૦

ઉઠી હું ઝબકે દેઇને ઈ, દેખ્યો સુપનહો,
ઉંઘમાંહે ખ્યાલ,
લીલાવતી મુખ સાંભળી, ચમકયો ચિત્તમેંહે,
જીતારી ભૂપાલ. થા. ૧૧

અશ્વ શબ્દ કુણુ જાણુહી, વલી જાણે હે,
માધવ ગર્જ ઉતાર,
ભાવિ પદાર્થ સાં કુણુલહે, તિમ હોસીહે,
નારી ચરિત્ર અપાર. થા. ૧૨

નારીઈ કુણુ નવિ છેતર્યા, મુંજ ભૂપતિહે,
વલી કહી ઈં આદ્ર કુમાર
પતિ મારકાંરે સું કીયો, ચૂંલણીઈ,
સુત મારેવા ચિત્ત ધાર. થા. ૧૩

શાલભદ્ર ધનિ ધનો કહ્યો, સુબાહુ થાવરચા હે,
જેને બાંધ્યાહે નાર,
છોડીને તે ચાલીયા, ખુતા નહિ હે,
ઇણે અથીર સંસાર. થા. ૧૪
નારી તજી રહે વેગલાં, વલી તેહનોહે,
કહી ઈ ધન અવતાર,
રૂષિ ભીમજી શિષ્ય સાદરી, ઈહ ભાંખી હે,
અગીઆરમી ઢાલ ઉદાર. ભ. ૧૫

## દુહા.

વિષય તણો રસ પાડવો, વિષયી દુરગતી દેહ
વિષય તજી રહ્યાં માંનવા, એણે જુગ સુખીયાં તેહ. ૧
નારી છોડું પાંચસેં, સારૂં વંછીત કામ
સંજમ લેવું સાધરો, જો આવે રૂષિરાજ. ૨
ઉગ્રહ વિહારે વિચરતાં, ધરમ ઘોષ અણુગાર
સાધ સંઘાતે શોભતાં, પાંચસેં અણુગાર. ૩

## ઢાળ ૧૨ મી.

### મનમોહનાલાલ દેશી.

ગુણ સત્યાવીસ પૂરિયારે મનમોહના લાલ, પંચ મહાવ્રત ધારહો.
મનમોહનાલાલ.
નિગ્રહે ઇંદ્રિ પંચનોરે મ. પાલે પંચ આચારહો. મ. ૧
નવ વિધ વાડ વિશુદ્ધ ધરે મ. ટાલે ચાર કખાયહો. મ.
પંચ સુમતિ ત્રણ ગુપતીસું મ. પાલે સંજમ સુખ દાયહો. મ. ૨

ષટ જીવનિ રક્ષા કરે મ. છાંડે પાપ અઢારહો. મ.
કુરણાઇં કરી શોભતાં મ. ક્ષમા ષડગ કરી ધાર હો. મ. ૩
સાંતધાંત માંહિ એક હી મ. રાખે નહિ નિર્ગ્રંથ હો. મ.
મમતા માયા પરિહરી મ. દાખે સુધો પંથ હો મ. ૪
દશવિધ ધર્મ સદા ધરે મ. ચરણ કરણ નહિ ઢીલહો મ.
જ્ઞાનાદિક ગુણે રાજતા મ. પરિસા સહી અવહીલ. મ. ૫
તપેં કરી વિવિધ પ્રકારનાંરે મ. છઠ અઠમાદિ અપારહો મ.
માસ ખમણ કરે પારણોરે મ. માસખમણ ચિત ધારહો મ. ૬
ભૂમંડણપુર બાગમાંરે મ. સમોસર્યા મુનિરાય હો મ.
વનપાલક વધામણીરે મ. હરખીત ચિત્ત નૃપ થાય હો મ. ૭
ચતુરંગની સેન્યા સજિરે મ. આયો તેહ હજૂર હો. મ.
પંચ અભિગમ સાચવ્યારે મ. વાંદી ભાવે સનૂર હો. મ. ૮
ધર્મઘોષ દેઈ દેશનાં રે મ. વાણી અમૃત સમાન હો. મ.
મન વચન કાયા કરી રે મ. સાંભલે તિહાં રાજાન હો. મ. ૯
એ સંસાર ડરાવણોરે મ. દિસે માયા ઝાલ હો. મ.
સોહણા સંપતિની પરેંરે મ. ક્ષિણમાં થાઈ વિસરાલ હો. મ. ૧૦
પુત્ર કલત્ર સહુ કારમાંરે મ. કારમી કહી ઇં દેહ હો. મ.
આલપંપાલ સહુ પરિહરીરે મ. રાખો ધર્મ સનેહ હો. મ. ૧૧
તન ધન જોવન કારમોરે મ. જેહવો કુંજર કાન હો. મ.
રંગ પતંગ કુસંબનોરે મ. વણસંતા ન લાગે વાર હો. મ. ૧૨
ડાભ અણી જલ બિંદુવોરે મ. પીપલ પાકું પાંન હો. મ.
અથીર આવખું જિનજી કહ્યોરે મ. જિમ ત્રટણી જલજાત હો મ. ૧૩
માણુસનો ભવ દોહિલોરે મ. દોહિલો આરજ દેશ હો. મ.
સદહણા પણ દોહેલીરે મ. સુણવો સૂત્ર વિશેષ હો. મ. ૧૪

તારો સંસાર સમુદ્રથીરે મ. કહે જીતારી ભૂપાલ હો. મ.
જરા મરણથી છોડવોરે મ. તુમેં છો દીન દયાલ હો. મ. ૧૫
બારમી ઢાલ પ્રતિબોધનીરે મ. કહી કેદારામાં ખાસ હો. મ.
રૂષિ ભીમજી શિષ્ય ઈમ કહેરે મ.નૃપ લેશે દખ્યા ઉલ્લાસહો મ. ૧૬

## દુહા

સાધ વાંદી ઘર આવીયો, વેરાગે નૃપ ભાવ;
સબુદ્ધિ તેડાવીયો તેડા વડા ઉંબરાવ. ૧
ભૂપ કહે સહુ સાંભલો, હવેં કસી કણુ વાર;
સંજમ લેસું સાદરો, પાવન ભવનો પાર. ૨
વલતાં સહુ કો ઈમ ભણે, સુણો પ્રભુ વાત વિચાર,
સંયમ લેશું સાંમજી, અમ નેણ આધાર. ૩
નારી મલી સહુ સામટી, બોલે બે કરજોડ;
વિણુ અપરાધે સામજી, કાં જાઓ છો પ્રભુ છોડ. ૪
વચન સરાગે કહિ રહિં, ન ધરીયાં નૃપ કાન;
વિષયાંસું વિરત થરો, સંજમસું ઈક ધ્યાન. ૫
પુષ્પાવતી સુત તેડીને, કેસરી નાંમે કુંમાર;
રાજ દેઇ તેહનેં, આવ્યો વનહ મઝાર. ૬
વીસબોલી લીલાવતી, કહે સુણો નરનાથ;
પ્રીત પનોતી પાલસાં, સંજમ લેસું સાથ. ૭

## ઢાળ ૧૩ મી

જસવંતની બાસની. દેશી.

(માનનીનું મન માનિયુંરે. એ દેશી)

ધર્મઘોષ પાસે વ્રત લીધોરે, જીતારી અણુગાર

વીસબોલી લીલાવતી બેહુરે, સાધવી થઇ ઉદાર. ભવિયણ
વાંદીયે હો ૧

જીતારી મુનિરાય પાંચસેંરે, નારી તજી મન સુધ
સંજમ લીધો સુખ દાયકુંરે, આત્મ કારજ કીધ. ભ. ૨

પંચ મહાવ્રત સુધો પાલેરે, ટાલે ચાર કષાય
ગુણ સત્યાવીસ અંગસાધનાંરે, તે સુધા કહેવાય ભ. ૩

દસવીધ ધર્મ સદા ધરેરે, તારે વિષય વિકાર
ત્રણમણિ બેહુ સારખ્યા જાણેરે, લિઈ નિરદોસ આહાર ભ. ૪

દયા ધર્મ દીપાવે મુનિવરરે, વિચરે ઉગ્ર વિહાર
ભવ્યને પડિ બોહિય મઈ હિલરે, કમલ જિમ દિનકાર ભ. ૫

છઠઅઠમાદિ વિવિધ પ્રકારરે, માસ ષમણ તપસાર
તપકરી કર્મ સબલાં ટાલ્યાંરે સફલ કરૂં અવતાર ભ. ૬

માસ એક અણુસણ આરાધીરે, અંતે કેવલ લીધ
અષ્ટ કર્મ મલ ધોઇનેં રે, સંજત હુવા સંસતા સિદ્ધ. ભ. ૭

વીસબોલી લીલાવતી સાધવીરે, નિરમલ કરણી કીધ
એકાવતારી પણે સુધરમેંરે, સુર સુખને તે લીધ ભ. ૮

સાધતણાં ઉત્તમ ગુણ ગાવ્યાંરે, સુખ સંપતિ મે લીધ
પ્રાત:સમે ઉઠી નરનારરે, જપો જીતારી સાધ ભ. ૯

શ્રીલોંકાગચ્છ મંડણ કહીઇ, શ્રી તેજ સંઘ મુણંદ
શ્રી પૂજય કેશવજી પાટેરે, પ્રતાપો જિમ દિણંદ ભ. ૧૦

પ્રબલ પુન્યાઈ દિન દિન ચડતીરે, સહુ જાણે સંસાર
ગુણનિધિ કરૂણા નિધરે, સંઘ સકલ સુખકાર ભ. ૧૧

રૂષ ભીમજી શિષ્ય સાસણુ કહીઈ, જેનો જગ જસ વાસ
તસ શિષ તેજ મુનિ ઈમ ભાસેરે, રચીયો રાસમેં રાસ ભ. ૧૨
સવંત સતર રાંમ વેદ સમેરે, નિરમલ વૈશાષ માસ
વદ દ્વીતીયા બૂધવાર વદીતોરે, સીરોહી નયર ઉલાસ ભ. ૧૩
ગુરૂથી કથા જેમ સુણીથીરે, તિમ મેં કીધી જોડ
અધિક ઓછાનો મિછાં દોકડોરે, કહેતાં કાંઈ ન દેષોડિ ભ. ૧૪
સાધતણાં ગુણ સહેજ મિઠારે વલી ગુંથી મન મેલ
દુધ પીતાં હોવે મીઠારે, અરૂ મીશ્રીતો મેલ ભ. ૧૫
ઢાલ તેરે લગે મેં તે આણીરે, કહેજો કવચ બનાય
ભાવે સાધતણાં ગુણ સુણતારે પાતીક દૂર પુલાય ભ. ૧૬
નરનારી રસનાં મેં ગાયોરે, જિમ પામો સુખ વૃંદ
તેજમુનિ કહે સાધનામથીરે, મુજ સદા આણુંદ ભ. ૧૭

સર્વઢાલો ૧૩. સર્વગાથા ૨૪૧. ઈતિપૂર્ણમ્.



શ્રીમદષ્ટ કોટી બૃહદ્ પક્ષીય (કચ્છી સંપ્રદાય) પંડિત પ્રવર ગચ્છાધિપતિ શ્રી પૂજ્ય પાદ દેવજી સ્વામિ. તચ્છિષ્ય પૂજ્યપાદ સંઘાધિપતિ શ્રીમદ્ કર્મચંદ્રજી સ્વામિ. તાચ્છિષ્યો-પાધ્યાય મુનિશ્રી જ્ઞાનેન્દુ સ્વામિ. તચ્છિષ્ય પ્રવર પંડિત શ્રીમદ્ સૂર્યમલ્લજી સ્વામિ. તચ્છિષ્ય યુવાચાર્ય મહારાજ શ્રી વિનયચંદ્રેણ ઈદં (જિતારી નૃપ) રાસં સંગૃહિતમ્

ઈતિ પૂર્ણમ્



# શુદ્ધિ-પત્રક.

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૩ | નામ | તામ |
| ૧૧ | ૧૦ | પકવામ્ર | પકવાન્ન |
| ૧૬ | ૧૪ | યજ્ઞ | યક્ષ |
| ૨૧ | ૮ | નવ | તવ |
| ૨૪ | ૬ | પામ્યો | પામ્યા |
| ૨૮ | ૧ | તેમર | તોમર |
| ૩૩ | ૨ | સબસેન | સબરવન |
| ૩૫ | ૨ | સાંભળો !, | ચોથી લીટીના છેડે જોઇએ. |
| ૩૮ | ૧૪ | — | કરેલડા ઘરદેરે. એ દેશી. |
| ૪૨ | ૨૨ | દુષ્ટથી હરી | દુષ્ટથી થરહરી |
| ૮૧ | છેલ્લી | સાથે | સાધે |
| ૧૧૨ | ૨૨ | જીતારો | જીતારી |
| ૧૧૯ | ૧૮ | સાધ. | સીધ. |